# સુકાયેલું ફૂલ


મૂળ લેખક :

પુરુષોત્તમ ય. દેશપાંડે,

એમ. એ.





અનુવાદક :

મગનલાલ નાયક

# સુકાયેલું ફૂલ

(શ્રી. પુરૂષોત્તમ ય. દેશપાંડેના

सुकलेलें फूलનો અનુવાદ.

અનુવાદક :

મગનલાલ નાયક.

આવૃત્તિ પહેલી
નકલ ૫૦૦
સંવત ૧૯૯૭



૦-૧૦-૮

મુદ્રક : ઇશ્વરલાલ મૂ. વીઆવાળા
દેશબંધુ પ્રેસ, કેળાંપીઠ, સુરત.
પ્રકાશક : મગનલાલ મ. નાયક
માટુંગા પ્રિમિયર સ્કૂલ,
માટુંગા, મુંબઈ ૧૯.

# અનુવાદ અર્પણ

ઘેલુ,

તારા નિર્મળ ઔદાર્યને.

મગનમામા.

# અંબુ ક. વશીને

અંબુભાઈ,

'વીર ગર્જના'નો પેલો અંક તમારા હાથમાં અકસ્માત આવ્યો અને '**सूकलेले फूल**'નો અનુવાદ મારો છે એ તમે જાણ્યું, ત્યાર પછી અનુવાદ અને એના પ્રકાશનને માટે તમે જે કંઇક કર્યું એનો ઉલ્લેખ કરું એ તમને ન ગમે. વળી એ ઉલ્લેખ કરવા જાઉં તો અનુવાદને મારા નામે ચઢાવ્યાનો સંતોષ પણ જતો કરવો પડે.

મને અનુવાદ કરવાનું કેમ સૂઝયું એ પ્રશ્ન પર્ણકુટીના ત્રણ વર્ષના સહવાસ પછી તમારે પૂછવાનો રહ્યો નથી. જેને સારુ એ અનુવાદ આરંભાયો હતો તેના હાથમાં હજી ય એ ગયો નથી. આજે એ અનુવાદ પુસ્તક રૂપે બહાર પડે છે ત્યારે પૂછી લઉં છું. તમે ય '**सूकलेले फूल**'નો અનુવાદ કરવાનું મન કર્યું હતું, શા માટે?

અનુવાદ પુસ્તક રૂપે પ્રગટ થશે એવી મારી ગણતરી જ નો'તી, એટલે એમાં અપૂર્ણતાઓ રહી જ ગણી લઉં છું. છતાં ય મૂળની થોડીઘણી વિશિષ્ઠતા ય જળવાઇ રહી હોય તો આવી ક્ષતિઓ માટે બળવાનું ન રહે.

શ્રી. ઇશ્વરલાલ વીમાવાળાએ પુસ્તકપ્રકાશન માટે જહેમત ઉઠાવી છે, ને તેની અનેક ઉપાધિઓમાંથી એકની ય મને જાણ થવા દીધી નથી. એ માટે મારે એમનો આભાર માનવો રહ્યો. મારા આભાર-દર્શનમાં પૂર્તિ કરવાનું પણ તમને જ સોંપું છું.

મનોરી
શરદ પૂર્ણિમા, ૯૭

મગનના વંદન.

# છટકી શકવાને અભાવે

શ્રી નાયકે એ બોલ કે 'હું કહું છું' એવું કાંઈ વિદ્વત્તાભર્યું આત્મપાંડિત્ય દાખવવાને બદલે મને પત્ર લખી એવી રીતે સંડોવ્યો છે, કે આમાંથી હું છૂટી શકું એમ નથી. 'ઉપકાર'નો બદલો વાળવાની આ નવીન રીત ગણાય. છટકી શકવાને અભાવે હું શ્રી શ્રીકાંત દલાલની શિખામણ માની, ખૂબ ટૂંકી પ્રસ્તાવના લખીશ; જેથી મને યે વેર લેવાનો સંતોષ થાય.

'सुकलेलें फुल'ના મૂળ લેખક શ્રી પુરુષોતમ દેશપાંડે મહારાષ્ટ્રના જાણીતા નવલકથા–લેખક છે. એમની પહેલી ક્રાંતિકારી નવલકથા 'बंधनाच्या पलीकडे'એ મહારાષ્ટ્રીય સમાજમાં ખળભળાટ મચાવ્યો હતો. ત્યાર પછી એમણે ઘણી નવલકથાઓ લખી છે. પણ એમની કૃતિઓમાં સર્વશ્રેષ્ઠ પદ તો सुकलेलें फुल-ને જ મળ્યું છે.

આધુનિક મરાઠી લેખકોમાંના પ્રો. વા. મ. જોશી, પ્રિ. પ્ર. કે. અત્રે, શ્રી વિ. સ. ખાંડેકર, પ્રો. ફડકે ને શ્રી ય. ગો. જોશી ગુજરાતને સુપરિચિત છે. પણ એમનાં ભાષાંતરોમાંનાં ઘણાં મૂળનું સૌંદર્ય જાળવી શક્યાં નથી. શ્રી દેશપાંડેના આ પહેલા જ પુસ્તકનો અનુવાદ ગુજરાતીમાં થાય છે. અને મૂળ ને અનુવાદ બન્ને વાંચ્યા પછી જરાએ સંકોચ વિના હું કહી શકું એમ છું કે આ ભાષાંતરમાં

મૂળની બધીજ ખૂબીઓ સાંગોપાંગ ઊતરી છે.

'સુકાયલું ફૂલ' એક લાંબી નવલિકા છે, એટલે એમાં પાત્રો ઓછાં છે. ને તેમાં યે લેખકે ડૉ. દિવાકર અને કૃષ્ણાનાં પાત્રોને જ વિકસાવ્યાં છે; કારણ કે આ બન્ને પાત્રો જ આ કથાનાં સૂત્રધારો છે. ખરી રીતે તો આમાં બે કથાનકો અભિન્ન રીતે સંકળાયાં છે. ડૉ. દિવાકરનું પૂર્વજીવન ને કૃષ્ણાની આત્મકથા. આ બન્ને કથાનકોની રચના એવી સુરેખ છે કે એમાં ક્યાંય ભિન્નતા આવતી નથી અને વાર્તાનો પ્રવાહ સળંગ વહે છે. આખી નવલિકા આત્મવૃત્તાંત રૂપે કહેવાયલી હોવાથી એમાં નાજુક ભાવનાઓ અને સૂક્ષ્મ મનોવિકારો દર્શાવવાને પૂરતો અવકાશ મળ્યો છે. કૃષ્ણાની આત્મકથા મનોવિશ્લેષણાત્મક છે; જ્યારે ડૉ. દિવાકરની પૂર્વકથામાં આવતી કાલના એક અગત્યના પ્રશ્નને છેડવામાં આવ્યો છે. ગરીબ છતાં સ્વાભિમાની ને કર્તવ્યદક્ષ ડૉ. દિવાકરની પત્ની સામાજિક કાર્યકર્તા છે. એ પોતાને સામાજિક નીતિનો આદર્શ ગણે છે. એની સમાજસેવાની પ્રવૃત્તિઓ એને પ્રેમાળ પત્ની ને આદર્શ ગૃહિણી થતી અટકાવે છે. પત્નીસ્નેહના ભૂખ્યા ડૉ. દિવાકર પર નર્સ કમળાબાઇને મમત્વ પ્રગટે છે ને પછી તો બનતું આવ્યું છે એમ બને છે. શકુંતલા ડૉકટરને છોડી જાય છે. એને પોતાની નીતિમત્તા માટે એટલો બધો ગર્વ છે કે એ દિવાકરનું કાંઇ પણ સાંભળવા તૈયાર નથી.

એ જતાં ડૉ. દિવાકર પોતે કહે છે તેમ જુદીજ રીતે સ્થિતપ્રજ્ઞ બન્યો; ને એણે સારાસારનો વિચાર છોડયો. બીજી બાજુ જીવન મરણ પ્રત્યે એકસરખી ઉદાસીન કૃષ્ણા માંદગીને બિછાને પડી છે. એને જીવનમાં જરાએ રસ નથી. કેશવ સાથે નક્કી થએલ એનું વાગ્દાન પણ એને પ્રફુલ્લિત બનાવતું નથી. કારણ કે

કેશવ માટે એને માન છે પણ સ્ત્રીપુરૂષ વચ્ચે જે વિશેષ સ્નેહાકર્ષણ હોવું જોઇએ તે નથી. કેશવ સર્વગુણસંપન્ન ન હોત, એનામાં માનવસહજ કંઇક દુર્બળતા હોત તો એની આ ઉણપ પૂરી કાઢવા કૃષ્ણા જરૂર ઉત્કંઠિત બની એના તરફ ખેંચાઇ હોત. એના જીવનમાં દિવાકરનો પ્રવેશ થતાંજ એના જીવનપટના ઝાંખા રંગોએ સ્પષ્ટ સ્વરૂપ ધારણ કર્યું. દિવાકરના જીવનનો કોયડો ઉકેલવા એ આતુર બની. એને લાગ્યું કે કોઇકના જીવનની અકારી અપૂર્ણતા પોતે મિટાવી શકે તેમ છે. એને ખાત્રી થઇ કે કોઇના ઉપવનના ઝેરી સર્પો પોતાના પ્રવેશથી દૂર થશે. અને એમજ બન્યું. ડૉ. દિવાકરના વેરાન ઉપવનમાં પોતાને પ્રવેશ મળ્યો હતો તે 'સુકાયલા ફૂલે' કૃષ્ણાને જણાવ્યું. કૃષ્ણાને જાણે ધ્રુવ તારલો સાંપડયો. પણ એ બન્ને ત્યારે કેટલાં વેગળાં ? માઇલો દૂર, પોતપોતાના કામમાં મગ્ન. કારણ ? કારણ કાંઇ નહિ. કદાચ જેને લીધે દિવાકરના ઉદ્યાનમાં ઝેરી સર્પો પ્રવેશ્યા હતા તે સમાજ રચના. અને આમાં કોઇને કશું નુકશાન થયું હોય તો તેયે સમાજને; પણ તે એને શી રીતે સમજાય ?

સૂકાયલું ફૂલ આ વાર્તામાં એક પ્રતીક છે. દિવાકર અને કૃષ્ણાના સર્વ નાજુક ભાવબંધનો ને મનોવ્યાપારનાં સૂત્રો એમાં સંતાયાં છે. પ્રત્યેક વાંચકને યોગ્ય લાગે તે અર્થ આ પ્રતીકનો કરે.

શ્રી નાયકના એક પ્રશ્નનો મારે જવાબ આપવો રહ્યો. 'મને આ પુસ્તક શા માટે ગમ્યું ?' કૃષ્ણાની હૂંફ મળતાંજ દિવાકરમાં થતા પરિવર્તને મને આકર્ષ્યો હતો. મને એ બન્ને પાત્રો પ્રત્યે સ્વાભાવિક જ મમતા થઇ હતી. દરેક મનુષ્ય પોતાના જીવનમાં કોઇ રસ લેનારું વાંચ્છે જ છે. આપણામાં કોઇ એક વ્યક્તિને યે શ્રદ્ધા છે એવી કલ્પના એ મનુષ્યનો જીવનપલટો કરવા

શક્તિમાન થાય છે. Beauty અને Beastની પુરાણી દંતકથા જુદે જુદે રૂપે સમાજમાં પ્રત્યક્ષ થતી જ રહી છે. આવી હુંફ વડેજ મનુષ્ય અશક્યને પણ શક્ય કરી બતાવે છે. અને આવી હુંફના અભાવે અતિ વિરલ શક્તિ પણ નિર્બળ બની અકાળે નાશ પામે છે. સમાજમાં આજે અનેક દિવાકરો છે અને એ સંખ્યા વધતી જવાનાં ચિન્હો આજે તો દેખાય છે. દરેક દિવાકરને જો કૃષ્ણા સાંપડી હોત તો જગત કેટલું યે વધારે સુંદર અને મધુર બન્યું હોત!

સાથે જ એક બીજો પ્રશ્ન વિચારવાનો રહે છે. સુશિક્ષિત તરૂણોના દાંપત્યનો પ્રશ્ન વિકટ બનતો જાય છે. સ્ત્રી સ્વાતંત્ર્યની અધકચરી ભાવનાઓએ ગૃહજીવનની મધુરતાનો નાશ કર્યો છે. અને સ્ત્રી સ્વતંત્ર બનતાં ય ગૃહજીવન તો પાંગળું જ રહે છે. જે સ્ત્રી ઘરને રઝળાવી સમાજ સેવા કરવા જાય તે સમાજનું શું ભલું કરી શકે? પતિના જીવનને સળગાવનાર સમાજની ભઠ્ઠીને શી રીતે ઠારી શકે? પત્નીના સ્નેહની હુંફને અભાવે જ સ્વચ્છંદી બનેલા અનેક દિવાકરો આજે સમાજમાં છે. એમની વધતી જતી સંખ્યા સમાજને ભયપ્રદ છે. પણ આ કોયડો તો સમાજશાસ્ત્રીઓએ ઉકેલવો રહ્યો.

મને લાગે છે કે શ્રી નાયકે આ અનુવાદથી ગુજરાતી સાહિત્યમાં એક અગત્યનો ઉમેરો કર્યો છે.

**અંબુ ક. જશી**



# સુકાયલું ફુલ

## ૧

એ અરસામાં હું વધારે માંદી હતી, અને હું વધારે દહાડા નહિ કાઢું એવું સર્વને લાગતું. કોણ જાણે કેમ મને એકલીને જ હું મરીશ એવું લાગતું ન હતું. આનો અર્થ એ નહિ કે જીવવા માટે હું ખૂબ આતુર હતી. જીવન મરણ વિષે હું સંપૂર્ણ ઉદાસીન હતી. જીવવાની તીવ્ર ઇચ્છા ન હતી. તેવી જ રીતે મરવાની પણ તીવ્ર ઇચ્છા ન હતી.

મારી આ ઉદાસીન વૃત્તિથી મને પોતાને જ ખૂબ આશ્ચર્ય થતું. જગતની દૃષ્ટિએ—અને તે વેળા જગતથી નિરાળી એવી દૃષ્ટિ જ મને નહિ હતી—બધું મનગમતું મળવા છતાં પણ મારામાં રહેલી આ ઉદાસીનતાનું મને મોટું આશ્ચર્ય થતું. મારે

બદલે કોઇ બીજી સમજુ છોકરી હોત તો આ માંદગીનો અંત ક્યારે આવે અને પોતે પોતાનો સુખી સંસાર સંભાળી લે, એવું એને ક્યારનું થઇ ગયું હોત.

મારા વિધવા થયા પછી મારૂં ફરી વાર સગપણ થયું હતું; અને એ થયું હતું એવે ઠેકાણે કે કોઇ નવોઢાને પણ મારી ઇર્ષ્યા આવે. બધામાં આશ્ચર્યજનક તો એ હતું કે લોકનિંદાથી ડરનારાં તદ્દન જૂના મતનાં મારાં માબાપે મારાં પુનર્લગ્નને સંમતિ આપી હતી. એક વાત્સલ્યપ્રેમ માટે એમણે કેટલું કર્યું ! આ કરેલું સાર્થક થાય અને મારા ભાવિ પતિને નાની વયમાંજ નિરાશાનો આઘાત ન લાગે માટે હું જીવું તો ઘણું સારૂં એવુંયે મને કોઈ કોઈ વાર થતું. પણ વળી મન ઉદાસ થઈ જતું અને જીવવા લલચાવતી સુખમય કલ્પનાઓ ઉદાસીનતામાં શમી જતી.

વૃત્તિ આટલી ઉદાસીન હતી તો પણ હું મરીશ એવું મને બિલકુલ જ લાગતું નહિ. માતપિતાના પ્રેમ સાથે કે ભાવિ સંસારની સુખમય કલ્પનાઓ સાથે આને કાંઇ જ સંબંધ ન હતો. અને મને જે નવાઈ જેવું લાગતું તે આ જ. મારા લેવાઈ ગયેલા શરીર તરફ જોતાં, મારાં બા બાપુ અને મારા ભાવિ પતિ આંખમાં પાણી આણી હું થોડા જ દિવસની મહેમાન હોઉં એવું સૂચવતાં, ત્યારે હું તેમને સાફસાફ કહી દેતી કે,

"હું મરવાની નથી. ગમે તેમ થશે તો ય હું તદ્દન સાજી થઈ જવાની છું."

મારા શબ્દોથી તેમને ખુબ આશ્ચર્ય થતું. છતાં થોડું સમાધાન પણ થતું. પણ મારા બોલવાનો તેઓ જુદો જ અર્થ કરે છે એ મારા ધ્યાનમાં આવતું ત્યારે મને ખૂબ જ લાગી આવતું.



## ૨

મારા ભાવિ પતિ કેશવલાલ મને ખૂબ ગમતા. પિતૃપક્ષે તે મારા દૂરના સગા હતા. એટલે તેની અને મારી ઓળખાણ છેક નાનપણથી જ થઈ હતી. અમે સાથે રમેલાં, હસેલાં અને રડેલાં. કેટલી ય વાર અમે ઝઘડ્યાં હઈશું, કેટલી ય વાર એક થયાં હઈશું. ઘરનાં બધાં અમારી મશ્કરી કરતાં, ત્યારે અમારા હસવા રડવામાં કે ઝઘડવામાં કંઇ જુદો જ આનંદ ભળતો.

કેશવ પહેલેથી જ સાલસ, નિષ્કપટી અને પ્રેમાળ હતો. એનામાં દોષ દેવા જેવું કંઈ પણ હોય એવું મને યાદ નથી. એના અને મારા સ્વભાવમાં જાણવા જેવો ફરક હતો તે આટલો: બીજી છોકરીઓને મુકાબલે હું જરા તોફાની હતી, સામાન્ય છોકરાઓની સરખામણીમાં એ ખૂબ જ શાંત હતો. કોઇ કોઈ વાર તો એના મૂંગાપણાનો મને કંટાળો આવતો. પણ એનો સ્વભાવ જ એવો હતો કે એ કંટાળાને કાયમી અવકાશ જ મળી શકયો નહિ.

વાસ્તવિક રીતે મારૂં પહેલું લગ્ન કેશવ જોડે જ થવું જોઇતું હતું. પણ આટલા નજદીકના સંબંધીઓમાં થતું લગ્ન વડીલોને ઠીક લાગ્યું ન હોય તેથી અથવા અમારી બન્નેની મા વચ્ચે કોઈ નાની શી બાબતમાં ઝઘડો પડ્યો તેથી અમારૂં લગ્ન થતું અટક્યું.

તે વખતે આનું મને દુ:ખ પણ થયું નહોતું. લગ્નની મહત્તા સમજવા જેટલી બુદ્ધિ પણ ત્યારે મારામાં ન હતી. લગ્ન પછી થોડા જ વખતમાં આવેલું વૈધવ્ય પણ મને એવડી વિપત્તિ

જેવું લાગ્યું ન હતું. પણ હું મોટી થતી ગઈ તેમ તેમ વૈધવ્યની વિષમતાનું મને ભાન થવા માંડયું. આ ભાનથી કોઇક વાર હૃદય ભરાઈ આવતું અને મનમાં થતું,

"કેશવ જોડે જ મારૂં લગ્ન થયું હોત તો?..."

હું મારાં માબાપનું એકનું એક સંતાન હતી. એટલે મારા વૈધવ્યથી તો એમના ઉપર દુઃખનો ડુંગર જ તૂટી પડ્યો. પહેલાં પહેલાં તો માથી મારા તરફ ઉંચી આંખે જોવાતું પણ નહિ. મારૂં કુંકુમ વિહોણું કપાળ જોતાં જ એનું માથું નીચું ઢળી જતું અને આંખમાંથી આંસુ વહેવા લાગતાં. બાપુથી પણ કોઈ વાર મારા તરફ જોવાઈ જતું તો એ ગદ્‌ગદિત જેવા થઇ જતા અને આખો દિવસ એમના ચહેરા પર ગ્લાનિ છવાયેલી રહેતી.

વૈધવ્ય આવી ભયંકર બાબત છે એનું ભાન આ બન્નેને જોઈને મને થયું. આડોશીપાડોશીઓ અને બીજાંઓએ આ ભાન તીવ્ર બનાવ્યું અને આ ભાન ક્યાંય સુધી મારા હૃદયનું શલ્ય બની રહ્યું.



## ૩

જગતનો મને અનુભવ થતો ગયો તેમ હું એકાંતપ્રિય થતી ગઇ. મારો વખત ઘરમાં જ વ્યતીત થવા લાગ્યો. લખવા વાંચવા જેટલું જ્ઞાન મેળવી મેં મહાભારત, રામાયણ, ભા-

ગવત વગેરે ધર્મગ્રંથો વાંચવા માંડચા. આ અને બાપુને ઠીક આનંદ થયો. વાંચનમાં કંઇક શંકા ઉઠતી અથવા કયારેક કંઈ સમજાતું નહિ, ત્યારે તે વિષે હું બાપુને પૂછતી. બાપુ મારી શંકાઓનું નિવારણ કરતા અને એમ કરતાં કેટલીય અવનવી બાબતોની સમજ પણ આપતા. આમ મારા ભાંગ્યાતૂટયા જ્ઞાનમાં વધારો થવા માંડયો.

અમારી આ નાની નાની ચર્ચાઓનું પરિણામ એ આવ્યું કે એક દિવસ ચર્ચા પૂરી થતાં મારી પીઠ થાબડી મને શાબાશી આપતાં બાપુજી બોલ્યા,

"બસ કૃષ્ણા, હવે હું તને ખૂબ ભણાવીશ."

એ દિવસ મારા જીવનપલટાની શરૂઆતનો.

દિવસે તો બાપુજીને ઓફીસમાં જવું પડતું. એટલે તેમણે મારે માટે એક વયોવૃદ્ધ માસ્તર રાખ્યા. તો પણ તેઓ સવાર-સાંજ પ્રશ્નો પૂછી મને થકવી નાંખતા, અને મારા જ્ઞાનભંડારમાં વધારો કર્યે જતા. એમના કલ્પનાતીત ઉત્સાહે અને માસ્તરની મહેનતે હું ત્રણ ચાર વર્ષમાં મેટ્રીકની પરીક્ષામાં બેસી શકી. માબાપને ગર્વ લેવાનું થાય એવી રીતે મેં એ પરીક્ષા પાસ પણ કરી દીધી.

એ દિવસે બાપુને મેં જેટલા આનંદિત જોયા એટલા આનંદિત એમને મેં કયારેય જોયા ન હતા. પરીક્ષાના પરિણામનો તાર હાથમાં પડતાં તો એમણે કેટલીય ધમાલ મચાવી મૂકી ! જે કોઈ આવે તેમની સામે તાર ધરે અને પોતાની દીકરીનાં વખાણ કરવા મંડી પડે. બાપુના જેટલો જ આનંદ માસ્તરને પણ થયો. પણ બાપુજીએ એમના ઉપર પ્રશંસાનો એવો ઝડીમાર વરસાવ્યો કે એ બિચારાને તો પોતાનો આનંદ

વ્યક્ત કરવાનું પણ મુશ્કેલ થઇ પડ્યું.

બીજે દિવસે સત્યનારાયણની કથા કરી. બાપુજીને તો 'શું કરૂં અને શું રહેવા દઉં' એવું થઈ ગયું હતું. એ દિવસે તો એમણે ઓફીસે જવાનું પણ બંધ રાખ્યું. કથા સંપૂર્ણ ઠાઠમાઠથી થવાની હતી. તેમાં ઘણાં લોકો આવવાનાં હતાં, એટલે બા તો બપોરથી જ ધમાલમાં હતી. બાપુજી નોકરોને હુકમો દીધે જ જતા હતા. સંધ્યાના સુમારે બાએ પૂજાની સામગ્રી તૈયાર કરી નાંખી. કોણ જાણે, બા વચમાં જ અટકી; બાપુ ત્યાંજ ઉભા હતા; બા બોલી–

"દીકરીનું નસીબ સીધું હોત તો તેને આજે સજોડે જ પૂજા કરવા બેસાડી હોત."

વાદળછાયા પૂર્ણચંદ્ર જેવું બાપુજીનું મોં થઈ ગયું. તે એકદમ બહાર ચાલી ગયા. થોડી જ વારમાં એમનો અવાજ મારે કાને આવ્યો. મને આશ્ચર્ય થયું.

"કૃષ્ણા, ઓ કૃષ્ણા! જોયું આ?" કહેતા એ અંદર આવ્યા. અને તરતનો જ આવેલો એક તાર મારા હાથમાં મૂક્યો.

"Heartiest Congratulation–Keshav."

"હાર્દિક અભિનંદન–કેશવ"

કેશવના તારે વળી વાતાવરણ બદલ્યું. બાના શબ્દોએ છવાયેલું ગ્લાનિનું વાદળ વિખરાઈ ગયું.

## ૪

કેશવનો તાર વાંચતાં મારા મનમાં કંઈક જુદી જ તરંગમાળા ઉઠી. મારા લગ્ન પછી મેં કેશવને જોયો ન હતો. મારા મનોહર બાલ્યનો અંત આવ્યો હતો. આજે ફરીથી એકાએક એનાં સ્મરણ જાગવા લાગ્યાં: 'કેશવને મારે વિષે શું લાગતું હશે? મને મેટ્રીક પાસ થયેલી જોઇને એને સાચે જ આનંદ થયો હશે? એ હવે કેવડો થઈ ગયો હશે? કેવો લાગતો હશે? એ તદ્દન જ બદલાઈ ગયો હશે?......' વગેરે પ્રશ્નો મનમાં તોફાન મચાવવા લાગ્યા.

બીજે જ દિવસે કેશવ આવ્યો. સર્વને ખૂબ જ આશ્ચર્ય થયું.

"કૃષ્ણા."

"હા."

"ગરીબ કેશવની ઓળખાણ તો પડે છે ને?" જવાબની આતુરતાપૂર્વક રાહ જોતો એ બેઠો. મેં એના તરફ આંખ માંડી અને એનું માથું નીચું ઢળ્યું.

એ જ. એજ નાનપણનો નિષ્કપટી કેશવ! એ જરા પણ બદલાયો ન હતો. ક્ષણભર મેં સંતોષ અનુભવ્યો. પણ...પણ વળી કંઈક ખોટું લાગવા માંડ્યું. કેશવ થોડો પણ બદલાયો હોત!

કેશવ, કેશવ, તું આવો જ રહ્યો?

●

: શિક્ષણક્ષેત્રમાં કોઇક મોખરે પહોંચવાની મારામાં મહત્ત્વાકાંક્ષા જાગી હતી. મારે આગળ ભણવાનું તો ઠર્યું જ હતું. પરંતુ કયો અભ્યાસક્રમ લેવો એ હજી નક્કી થયું ન હતું. કેશવ આવતાં એનો પણ નિકાલ થઇ ગયો. એ વખતે કેશવ મેડીકલ કોલેજમાં હતો. સ્ત્રીવૈદ્યની આપણા દેશમાં કેટલી જરૂર છે, વિવાહિત જીવન વિષે ગાઢ અજ્ઞાન પ્રવર્તતું હોવાથી આપણા દેશને કેટલું ભયંકર નુકસાન વેઠવું પડે છે, મારા સરખી હોશિયાર સ્ત્રીઓ એ અજ્ઞાન દૂર કરવામાં સારૂં જીવન ખરચે તો સમાજ ઉપર કેટલો ઉપકાર થાય...વગેરે બાબતોનું મહત્ત્વ એણે એવું મુદ્દાસર સમજાવી દીધું કે આ લાંબી ચર્ચા પૂરી થાય તે પહેલાં જ બાપુજીએ મને મેડીકલ કોલેજમાં મોકલવાનો નિર્ણય કરી લીધો. મારે તો શિક્ષણક્ષેત્રમાં મોખરે પહોંચવાની મહત્ત્વાકાંક્ષા સંતોષવી હતી. અભ્યાસક્રમની પસંદગીની મેં ચિંતા જ કરી ન હતી.

કોલેજનાં પહેલાં બે વર્ષ એટલા પ્રચંડ ઉત્સાહમાં ગયાં કે હું કયાં જઇ રહી છું એનું મને જ જ્ઞાન રહ્યું નહિ. વિધવાના વિષમ જીવનનું આવું સુખદ રૂપાન્તર થશે એવો ખ્યાલ મને સ્વપ્નામાં પણ આવ્યો ન હતો. કદાચ મારા પ્રચંડ ઉત્સાહનું કારણ પણ એજ હોય.

પણ આ અવસ્થા લાંબું જીવવા સરજાઈ ન હતી. અતિશય મહેનતને લીધે અથવા પ્રતિકૂળ હવાપાણીને લીધે હું કોઈ કોઈ વાર માંદી પડવા લાગી. તાવથી શરૂઆત થઇ અને પછી

પેટનો દુ:ખાવો શરૂ થયો. પહેલાં તો મેં કોઈને આની જાણ જ થવા દીધી નહિ. કારણ કે બાપુજીને આની જાણ થાય તો થોડો વખત પણ મારો અભ્યાસ બંધ રાખવા કહે એવી મને બીક હતી. પણ પછી તો એ દુ:ખ ઢાંકી રાખવાનું કે છુપાવવાનું પણ મુશ્કેલ થઈ પડ્યું. કોઈ કોઈ વાર તો આઠ આઠ દિવસ પથારીમાં તરફડતા પડી રહેવું પડતું. આવે વખતે કેશવ મારી કેવી ચાકરી કરતો! તે તાજો જ એમ. બી. બી. એસ. થયો હતો કંઈક વિશેષ અભ્યાસ કરવા તે મુબઈમાં જ રહેતો હતો. એની કાળજીભરી ચાકરીથી જ હું મુંબઈમાં રહી શકી. ઘરે કોઈને ન જાણવા દેવાનું અમે નક્કી કર્યું હતું. પણ મારા હઠીલા દર્દે કેશવની પ્રેમભરી સુશ્રૂષાને પણ દાદ દીધી નહિ. એ તો એક સરખું વધતું જ ગયું.



## ૬

પેટનો દુ:ખાવો ઓછો થયો હતો. મને જરા ઠીક લાગવા માંડ્યું હતું ઓશીકાને અઢેલી હું પલંગ પર બેઠી હતી. કેશવ શેક કરવા પાણી ગરમ કરતો હતો. તેની મૂક, નિરપેક્ષ, પ્રેમલ અને સાચા દિલની સેવાનો ખ્યાલ આવતાં મારી આંખ આંસુ-ભીની થઇ ગઈ. તેણે મારા હાથમાં શેકની કોથળી મૂકી ત્યારે હું રડતી હતી.

"કેશવ, હવે તો હું ઘરે જ જાઉં, એવું મને થયાં કરે છે. હમણાં મને જરા ઠીક લાગે છે એ ખરૂં, પણ આ રોગ ક્યારે ઉથલો ખાય એ કહેવાય નહિ. એટલે ઘરેજ જઇ પડવું ઠીક. કદાચ હવાફેર થતાં હું સાવ સાજી પણ થઇ જાઉં. હજુ પણ તને કેટલો ત્રાસ આપ્યા કરૂં ?"

કેશવ કંઇ જ બોલ્યો નહિ. એની આંખમાં પાણી આવી ગયાં.

"કેશવ, તારો ઉપકાર હું કેમે કરી ભૂલવાની નથી. હું એનો બદલો કેમ વાળી શકું ?"

કેશવની આંખમાં આંસુ વહેવા લાગ્યાં. થોડી વાર રહી એ બોલ્યો–

"મારા ઉપકારના ભાર નીચેથી તારે સાચે જ નીકળવું છે ! તો તેનો એકજ ઉપાય છે."

"અને તે ?"

"હું સર્વસ્વ તારો છું, એવું તને કોઇ કાળે પણ લાગવા માંડશે ત્યારે મારા ઉપકારનો બદલો વાળવાનું તારે નહિ રહે."

"એટલે !......" મેં આશ્ચર્યચકિત થઇ પૂછ્યું.

કેશવ કંઇ જ બોલ્યો નહિ. અને બોલવાનું કંઇ કારણ પણ રહ્યું ન હતું ! ભાવો સમજવા માટે જ શબ્દોની યોજના હોય છે. પણ એ સમજાયા પછી શબ્દોની જરૂર પણ શી ?



૭

આ પછી થોડા જ દિવસમાં અમારૂં લગ્ન કરવાનું ઠર્યું. કેશવ તો ભોળપણની મૂર્તિ જ હતો. તેને નિરાશ કરવા મારી

હિંમત જ ચાલતી નહિ.

હું જલદી સાજી થઈ જાઉં તે માટે એણે મારો વિયોગ સહન કરવાનું કબૂલ્યું. મુંબઇ છોડી હું ઘરે આવી.

કેશવે અમારી લગ્નની ઇચ્છાની જાણ આગળથી જ બાપુજીને પત્ર દ્વારા કરી હતી. શરૂઆતમાં તો હું પુનર્વિવાહ કરૂં એ કલ્પના જ એમને વિચિત્ર લાગતી. મેં જાતે થઇને મારા લગ્નની વાત કયારેય પણ કાઢી ન હતી બા અને બાપુજી કયારેક વાતો કાઢતાં, ત્યારે હું તેમને સાફ સાફ કહી દેતી કે, "તમે નાહક તમારા મનને શું કામ સંતાપો છો ? મેં જાતે જ તો વૈધવ્ય સ્વીકારી લીધું છે. મારૂં ફરી વાર લગ્ન થાય એવું મેં કયારેય ઇચ્છયું નથી સ્વપ્નમાં પણ મેં એવી આશા કરી નથી, એટલે લગ્ન થવું જ જોઇએ એવો મારો મૂળે જ આગ્રહ નથી. કંઈ પણ કલેશ સિવાય સહજ જ લગ્ન થઈ શકતું હોય તો હું લગ્ન કરીશ. તમને દુ:ખી કરીને હું લગ્ન કરૂં એ બનવાનું નથી. તમે આ વિષયમાં નિશ્ચિંત રહેશો. તમે ના પાડશો તેની નિરાશામાં હું ઝૂરી મરીશ એવી કલ્પના સુદ્ધાં કરશો નહિ. હું મારૂં સારૂં જીવન આનંદથી લોકસેવા અને અભ્યાસમાં વીતાડીશ."

વિરોધને લીધે ઘણી વાર વાત નાહક વધી પડે છે. લગ્ન વિષે મારી બાજુએ બંડવૃત્તિ, હઠ, આગ્રહ અને વધારે પડતી ઉત્સુકતા સુદ્ધાં ન જણાતાં મારાં વડીલની સ્થિતિ વિચિત્ર થઈ. મારામાં બેપરવાઈ જોઇને અથવા તો ગમે તેમ, પણ એમણે મારા લગ્નને માટે ધાર્યા કરતાં વહેલી સંમતિ આપી.

ઘરે આવ્યા પછી મહિનો દોઢ મહિનો મારી પ્રકૃતિમાં સારો સુધારો થતો રહ્યો. 'લગ્ન ઠર્યાં એનું પરિણામ' એવું એવું કહી કોઈ કોઈ મને ચીડવવા લાગ્યાં. મને પણ એમનું કહ્યું થોડું થોડું સાચું લાગવા માંડયું. પરંતુ દૈવ મનુષ્ય કલ્પ-

નાથી ઉલટી જ દિશાએ ગતિ કરે છે. મારી માંદગીએ ઉથલો ખાધો. પણ એમાં દૈવને દોષ દેવાનો શો અર્થ ? વડીલોને ખાતર, કંઇ નહિ તો છેવટ કેશવને ખાતર પણ જલદી અને તદ્દન સાજા થઇ જવાની મને ઘણી જ તાલાવેલી લાગી હતી ! અને એ માટે મેં પ્રયત્નો પણ કર્યાં હતા ! ડૉકટરોએ અને ખુદ કેશવે પણ કેટલું ય કરવાનું અને કેટલું ન કરવાનું કહ્યું હતું. છતાં મેં એમાંનું કંઈ પણ કરી બતાવ્યું હતું ? મેં એના કહેવા તરફ પણ દુલક્ષ્ય કર્યું ન હતું ? સારા થવાનો નિશ્ચય અને તે માટેનો સાચો પ્રયત્ન જ હું કરી શકી નહિ. આનો અર્થ એટલો જ નહિ કે હું આ સઘળા તરફ જાણીબૂઝીને બેદરકાર રહેતી. ન કરવા કહેલી વાત મેં જાણી જોઇને કરી ન હતી અને ખાસ ભારપૂર્વક જણાવેલી વસ્તુ કરવામાં હું જાણીજોઇને બેદરકાર બની ન હતી. દુલક્ષ્ય થઇ જતું તો તે અજાણ્યે જ. અને બધું થઇ ગયા પછી જ એનું મને ભાન થતું. આ બાબતમાં હું લાચાર હતી. માંદગીએ ઉથલો ખાધો તે માટે દૈવને દોષ દેવા કરતાં મારી આ વૃત્તિને જ દોષ દઉં એ જ ઠીક. કેટલી ય વાર મારી આ વૃત્તિ મને અકળાવતી. હું મારી જાત ઉપર ચિડાતી. પણ...

પણ વળી શું ?

કોઈ વાર આ વૃત્તિનું કારણ કેશવને પૂછી લેવાનું મન થતું. પરંતુ કોણ જાણે કેમ પણ કેશવને પૂછી જોવાની એ ઈચ્છા મનમાં ને મનમાં શમી જતી. કેશવને પૂછું અને એને ખોટું લાગી જાય તો ? આવી બીકનું કારણ મને પણ કોઇએ પૂછ્યું હોત તો હું તે કહી શકી ન હોત. મારી વૃત્તિનો અને કેશવની પ્રીતિનો કદાચ મેળ ન ખાતો હોય એવી શંકા કોઇક વાર ઉઠતી. અને તેથી જ કેશવને આ વિષે પૂછવાનુ મન થતું નહિ.



## ૮

મારી માંદગી વધતી ચાલી એટલે કેશવને મુંબઈ છોડી ગામ આવવું પડ્યું. મારી માંદગીથી એ હતાશ થઈ ગયો હતો. કારણ કે અનેક ઉપાય કરવા છતાં સાજા થવાનાં ચિહ્નો જણાતાં ન હતાં. કેશવ જાતે ડૉક્ટર હતો, વળી તે ઉપરાંત કેટલાય નામાંકિત ડૉકટરો પાસે એણે મારા રોગની પરીક્ષા કરાવી હતી. પણ મારા રોગે કોઇને દાદ દીધી નહિ. વૈદકશાસ્ત્ર—અને તે સાથે સર્વ આધુનિક શાસ્ત્રો—ઉપરનો તેનો વિશ્વાસ ઉડી ગયો. હવે તેણે અશાસ્ત્રીય ઉપાયો કરી જોવાની છૂટ આપી. જે કોઈ કહે તે ઉપાય અજમાવી જોવાની શરૂઆત થઈ. આટલું કર્યાં છતાં મારી પ્રકૃતિમાં જોઇએ તેવો સુધારો થયો નહિ

મારી પ્રકૃતિ બાબતમાં બા, બાપુજી અને કેશવની જેટલી નિરાશા વધતી જતી તેટલી મારી આશા વધતી જતી હતી. હું જીવવાની જ નથી એ કટુ સત્યની એમને ખાતરી થઈ, ત્યારથી મારી આશાનું દૃઢ વિશ્વાસમાં રૂપાન્તર થવા માંડ્યું. હું મારા વિશ્વાસની એમને વાત કરતી ત્યારે એમના મોં ઉપર બિહામણું સ્મિત છવાઈ રહેતું. દીવો બુઝાતાં પહેલાં ઝબકે છે; મારો વિશ્વાસ એમને એવો જ લાગતો.

દીવો ઝબકતો હતો. પરંતુ બુઝાવા માટે નહિ, સર્વને પ્રકાશ દેવા માટે.

–પણ તે એ વખતે જ શા માટે ?





એક દિવસ મારા માસ્તર મારે ત્યાં આવ્યા.

"કેશવલાલ, તમારા બધા ડૉકટરોએ તો આની માંદગી આગળ હાથ ધોઈ નાંખ્યા. હવે હું કહું એ માણસની દવા આપી જોવામાં કંઈ વાંધો ખરો?"

"એ માણસ કોણ?"

"એ માણસ પણ છે તો ડૉકટર જ. અહીંનોજ છે. તમે એને વિષે વાતો સાંભળી પણ હશે; ન પણ સાંભળી હોય. આવડા મોટા ગામમાં એક છેડાની વાત બીજે છેડે પહોંચે જ એવું કંઈ નથી. છે તો ડૉકટર જ. પણ..."

"પણ શું? સીધી વાત તો કરશો ને? હવે તો ગમે તે ઉપાય કરી જોવા હું તૈયાર છું."

"ગમે તે ઉપાય એટલે હું કંઈ ધંતરમંતર કરવાનું કહેતો નથી. તમારા જેવો જ એ પણ એક ડૉકટર જ છે, મુંબઈથી જ પાસ થઈ આવ્યો છે. તમારા કરતાં એ ચાર વર્ષ પહેલાં પાસ થઈ નીકળ્યો હશે. પણ હોંશિયાર માણસ! મારા આટલા જીવનમાં મેં પુષ્કળ વૈદ્ય ડૉકટર જોયા છે, પણ આના જેવો હોંશિયાર માણસ આજ સુધી મારા જોવામાં આવ્યો નથી. આટલું તો હું ખાતરીપૂર્વક કહી શકું છું."

"કોણ છે એ માણસ એ તો કહેશો ને? અને એ વાત આજ સુધી શું કામ છૂપાવી રાખી?"

"તમારા મોટા મોટા ડૉકટરો ઉપાય અજમાવતા હોય ત્યાં એનું નામ જણાવું તો હું ગાંડો જ ગણાઉં ને? એટલે જ હું

બોલેલો નહિ. પણ હવે નામ જણાવવામાં કંઈ હરકત નથી. હું એને વિષે આટલી ખાતરીથી બોલું છું એનું પણ કારણ છે. છેક પોર સુધી હું મારી ઘરવાળીની આશા મૂકી બેઠો હતો. મારા પ્રમાણમાં મેં ખૂબ ઉપાય કરી જોયા હતા. પણ છેવટે એક પડોશીએ આ માણસનું નામ કહ્યું. અને શું કહું, ચમત્કારની વાત! એ બિચારી યમનાં બારણાં ઠોકી પાછી આવી છે, એવી શંકા પણ આજે કોઈને ભાગ્યે જ આવે.''

''અરે, એનું નામ કહેશો કે ખાલી એનાં વખાણ જ કર્યે જશો?''

''નામ કહેવામાં સાચે જ થોડો વાંધો છે.''

''એટલે?''

''આટલા ગુણી માણસનું નામ કહેતાં અચકાવું પડે છે એ જ દુઃખની વાત છે! અનેકની યમયાતનાને કાયમની શાંત કરી દેવાનું જેના હાથમાં સામર્થ્ય છે, તે આટલો......''

''તે આટલો શું? બોલો તો ખરા. અટક્યા શું કામ? તમે તો જાણે નાટક માંડ્યું.''

''અરે ભાઈ, નાટક તો ઠીક છે. નાટકોમાં પણ આવી વિચિત્ર ઘટના જોવા ન મળે. આપણાં નાટકોમાં તો ડાહ્યો એટલે ડાહ્યો અને દુષ્ટ એટલે દુષ્ટ, એવો 'બે દુ ચાર'નો સરળ હિસાબ હોય. દુષ્ટ માણસના હાથે ખરાબ કામ થાય એમાં નવાઈ પણ શી? પણ જે સ્વભાવે આટલો ભલો, આટલો સદ્દગુણી, તે આટલી અધોગતિમાં ડૂબે એજ મોટું દુર્ભાગ્ય.''

''માસ્તર, આજે તમે રંગમાં આવી ગયા છો. ક્ષણેક્ષણે ઉત્સુકતા વધારી દઈ, ધીરજ ખૂટે તોય આખી સમસ્યાનો ઉકેલ આણે નહિ એવી ભૂમિકાવાળી તદ્દન આધુનિક નવલકથાના

પ્લૉટ જેવું તમે તો માંડયું! હું તો ક્યારનો તમારી પાસેથી એનું નામ જાણવા માગું છું અને તમે તો તમારા એ માણુસના ગુણદોષનું વર્ણન કરી માત્ર ઉત્સુકતા જ વધાર્યે જાઓ છો."

"એ તો હું ભૂલી જ ગયો. હવે કહું કે એ માણુસનું નામ?"

"તમારી નવલકથા પૂરી થવા આવી હોય તો."

"કરો મશ્કરી! બાકી નવલકથાની ખરી શરૂઆત જ હવે પછી થશે."

"તે કેમ?"

"એનું નામ જાણીને તમે શું પામવાનાં હતાં? એ માણુસની પ્રત્યક્ષ ઓળખાણ થયા પછી જ તમે કહો છો એ પ્રમાણે એના વિષે ક્ષણે ક્ષણે તમારી ઉત્સુકતા વધતી જવાની, અને એ સમસ્યાનો ઉકેલ તમને જીવનભર પણ મળવાનો નહિ."

આ સંભાષણ ત્યારે તો સહજ જ હતું. પણ કોઈ કોઈ વાર આવા સહજ વાર્તાલાપો પણ ગૂઢ તત્ત્વોથી ભરેલા હોય છે એનું ભાન મને થોડા જ દિવસમાં થયું.

## ૧૦

આખરે માસ્તરે એનું નામ કહ્યું. એનું નામ હતું ડૉકટર દિવાકર. કેશવ મેડીકલ કૉલેજમાં ગયો ત્યારે એણે એ નામ સાંભળેલું. કારણ કે ત્યારે ડૉકટર દિવાકર હોશિયાર વિદ્યાર્થી તરીકે સર્વત્ર જાણીતો હતો. અને એ વર્ષે એ પરીક્ષામાં પણ પહેલો આવ્યો હતો. કેશવની અને એની પ્રત્યક્ષ ઓળખાણ થઇ ન હતી. કારણ કે પાસ થતાં વારજ ધંધાર્થે એને મુંબઈ છોડવું પડેલું. પણ કેશવની આ વાત સાથે માસ્તરની આપેલી માહિતી મેળ ખાતી ન હતી. કેશવે દિવાકર વિરૂદ્ધ એક પણ શબ્દ સાંભળ્યો ન હતો. ઉલટું હોશિયાર, સુસંસ્કૃત અને સુશીલ વિદ્યાર્થી તરીકેનીજ એની ખ્યાતિ એણે સાંભળી હતી.

ડૉ. દિવાકર વિષે આવી પરસ્પર વિરોધી વાતોથી તેના વિષે મારા મનમાં કુતૂહલ જાગ્યું. કોઇ મનોરમ નવલકથાનું છેવટ જાણવા માટે જેવી તાલાવેલી લાગી રહે છે તેવીજ તાલાવેલી ડૉકટરનું જીવન જાણવા મારા મનમાં જાગી. તેનું જીવન અટપટી વિલક્ષણતાઓથી ભરપુર પડ્યું હશે એવું મને લાગવા માંડ્યું. અને તેથીજ એ ઉકેલવાની મારામાં તીવ્ર ઇચ્છા જાગી. આ ઇચ્છા કંઈક વિચિત્ર તો હતીજ. સામયિકોમાં કેવળ મનોરંજનાર્થે આવેલા ઉખાણાઓ કે કોયડાઓ ઉકેલવામાં આપણે જેવાં રચી પચી જઇએ છીએ, તેવુંજ મારૂં મન ડૉકટરનું જીવન ઉકેલવામાં ગુંથાયું. સામયિકોમાંના કોયડાઓ મેં ક્યારે પણ ઉકેલ્યા ન હતા, એટલુંજ નહિ, પણ એ છોડવામાં વખત બગાડનારાઓ ઉપર મને ચીડ ચડતી. નિરર્થક વાતોમાં વખત અને બુદ્ધિનો

દુર્વ્યય કરનારા લોકોનું શુંનું શું કરી નાંખું, એવું મને થતું.

પરંતુ દિવાકરના જીવનનો કોયડો ઉકેલવા મારૂં મન કેમ ઊછળતું હતું ? મનેજ એનું આશ્ચર્ય થયું. માનવજીવનનો કોયડો આવા વિચિત્ર સ્વરૂપે મારી સમક્ષ પહેલાં ક્યારેય આવ્યો ન હતો. માસ્તરે કહ્યું તેમ મારે મન માનવજીવન 'બે દુ ચાર'ના હિસાબ સરખું સરળ હતું. આ કલ્પનાને આજ સુધી એક જ અપવાદ હતો, અને તે મારો પોતાનો વિલક્ષણ સ્વભાવ. જીવનના પહેલા સાદા હિસાબમાં એને ક્યાંય પણ સ્થાન ન હતું. એમાં રહેલી વિસંગતિઓ મને ભયંકર લાગતી, અને તેથીજ હું એના લાંબા વિચારો કરતી નહિ. છતાં એનું ભાન ક્યારેક ક્યારેક સાલતું. મા સરળ, બાપુ સરળ, માસ્તર સરળ, કેશવ સરળ—આ સઘળાં સરળ અને સદ્દગુણી માણસોના સહવાસમાં જીવતાં, જીવન વિષેની મારી કલ્પના આવી સરળ હોય એમાં નવાઈ પણ શી ? નવાઈ આટલીજ: બાકીનું બધું સરળ, પણ મારો સ્વભાવ...એ ગમે તે હોય, મારી વિસંગત વૃત્તિ ગમે તેવો અટપટો કોયડો હોય તો પણ એ ઉકેલવા મારા મનમાં કદીય ઉત્સુકતા જાગી ન હતી અને એ ઉકેલવાનું મને કદી પણ મન થયું ન હતું. આજુબાજુની સરળતામાં ભેળવી દઇ મારી વિસંગતતાઓ નિર્મૂળ કરવા તરફજ મારૂં વલણ રહેતું. ક્યારેક એનું ભાન જાગી ઉઠતું અને હું છળી ઉઠતી. અને એથીજ કે કેમ, પણ મારા જીવનનો કોયડો ઉકેલવાની ઉપાધિમાં હું પડી જ નહિ. પણ દિવાકરના જીવનનો ઉકેલ શોધવામાં મનને લગાડવામાં મને કંઇ પણ વાંધો જણાયો નહિ. કારણ કે એમાં મારે પોતાને કંઈ જ લેવાદેવા ન હતા.

## ૧૧

ડૉકટર દિવાકર મને તપાસી ગયો. માસ્તરની ઠઠ્ઠા કરતાં, મોટેથી હસતાં એ મારા ઓરડામાં આવ્યો. એના હસવામાં મેં શુષ્કતા અને બેદરકારી જોયાં. મને એનું હસવું ભયાનક લાગ્યું. એનું હસવું કાને પડતાં જ હું ચમકી. પણ મારા પલંગ પર દૃષ્ટિ પડતાં જ એનું મોં એકદમ ગંભીર થઇ ગયું.

તદ્દન ધીમે ધીમે, પગલાંનો પણ અવાજ ન થાય એવી ખબરદારીપૂર્વક એ મારા પલંગ પાસે આવ્યો. એણે મને એક વાર તો નખશીખ જોઈ જ લીધી—એની દૃષ્ટિમાં વિલક્ષણ ચમક હતી—પછી એણે મારા પલંગની આજુબાજુ પડેલી વસ્તુઓનું સૂક્ષ્મ અવલોકન કરી લીધું. આખા ઓરડામાં એક નજર ફેરવી લીધી અને મારા પલંગ પાસે પડેલી ખુરશીમાં ધીમેથી બેઠા.

મારો હાથ લઇ તે નાડી તપાસવા લાગ્યો.

બીજા ડૉકટરોની માફક ઘડિયાળ કાઢી માત્ર ધબકારા જ ન ગણતાં એણે બારિકાઇથી કોઇ દેશી વૈદ્યની અદાથી મારી નાડ તપાસી. નલિકાયંત્રની મદદથી હૃદય, પીઠ વગેરે ભાગો પણ તપાસ્યા મને તે વખતે મારી અશક્તતા બદલ ખૂબ શરમ આવી. શરીરના બીજા ભાગો પણ ખૂબ કાળજીપૂર્વક અને બારિકાઇથી તપાસ્યા. તપાસતાં એની ભ્રમરો વિચારભારે વળેલી રહેતી, કપાળ પર કરચલી પડી રહેતી. વચમાં વચમાં ભ્રમરો વધારે વાંકી થતી અને કપાળની કરચલી વધારે ઊંડી થતી અને તે એવી વેધક દૃષ્ટિએ જોઇ રહેતો કે જાણે શરીરના

અપારત્વને ભેદી શરીરના આંતર ભાગોનું નિરીક્ષણ કરતો હોય ને ? એવી એ દૃષ્ટિ થઈ રહેતી. જાણે આંતર ભાગોની રચના સમજાઇ ગઈ હોય તેમ એના ચહેરા પરની તીવ્રતા ઓછી થઈ અને મુખ ઉપર સમાધાનની સૌમ્યતા ખીલવા લાગી. મને તપાસતી વખતે એણે પોતાનું લક્ષ બીજે જવા દીધું નહિ. જાણે જગતનું અસ્તિત્વજ એ ભૂલી ગયો હોય ને ! વધારે શું કહું ? એણે મારા તરફ પણ જોયું ન હતું. એટલી તન્મયતાથી તપાસ ચલાવી હતી. હું મનુષ્યપ્રાણીનો હાડમાંસનો સજીવ દેહ માત્ર હોઉં એટલું જ એને મારું ભાન હશે. બીજું કંઈ જ નહિ.

એ સાચો કલાકાર હતો.

ચિત્રકારને મન જેમ રંગ, પીંછી, કાગળ કે કાપડ હોય, તેમ એને મન અનેક અવયવયુક્ત મનુષ્યદેહ હતો. રંગ અને પીંછીની સહાયથી ચિત્રકાર જેવી જોઇએ તેવી સૃષ્ટિનું નિર્માણ કરે છે તેવી જ રીતે ઔષધની અને શસ્ત્રની સહાયથી માનવીદેહનું જોઇએ તેવું સારૂં નરસું સ્વરૂપ કરી બતાવવાનું સામર્થ્ય એનામાં છે એવું મને લાગ્યું.

ચિત્રકારને ચિત્ર કાઢતાં પીંછીનું, કાગળનું કે કાપડનું જેટલું ભાન રહે તેટલું જ ભાન એને મારા વિષે હતું. રોગી તરફ આવી અવિવશ વૃત્તિ મેં કોઈ પણ વૈદ્ય કે ડૉકટરમાં જોઈ ન હતી. મને એની બીક લાગી. સંપૂર્ણ સાજા થઈ જવા વિષે મને બીલકુલ જ શંકા ન હતી. મને ડર લાગ્યો તે બીજા જ કારણે. મારી ઉંડી ઉદાસીન વૃત્તિને પણ એણે જગાડી દીધી હતી.

જેના ભયંકર હસવાથી હું ચમકેલી તે અને મને તપાસતાં મેં જોયો દિવાકર શું એક જ હશે ? મારા મનમાં પ્રશ્ન ઉઠયો !



## ૧૨

દિવાકરની દવા શરૂ થતાં મારા ઓરડાનું આંતરબાહ્ય સ્વરૂપ બદલાયું. મારા ઓરડાને રોગીનો ઓરડો કહેવાની કોઇની હિંમત ચાલતી નહિ. સઘળાં બારીબારણાં ઉઘડતાં પ્રકાશ અને હવાને અંદર પ્રવેશવાનો મનગમતો માર્ગ મળ્યો. ઠેકઠેકાણે જાત જાતનાં ફૂલદાનમાં કુશળતાપૂર્વક ગોઠવાયેલાં ફૂલોમાંથી સુવાસ ફેલાઇ રહેવા લાગી. ઓરડામાં નવીન પ્રકારનું સૌંદર્ય ફેલાઈ રહ્યું. મારા ઓરડામાં નવજીવનનો સંચાર થયો હતો

એક દિવસ ફૂલદાનમાં ફૂલોની શોભા જોઈ મારાથી કેશવને પૂછી જવાયું, "કેશવ, આટલાં સુંદર ફૂલો તું ક્યાંથી લાવે છે?"

કેશવ હસ્યો. પણ મારા પ્રશ્નનો એણે કંઇજ ઉત્તર દીધો નહિ. આથી મારી ઉત્સુકતા સ્વાભાવિક રીતે જ વધી. મેં તેને ફરીફરી એનો એજ પ્રશ્ન પૂછ્યો. પણ એ કંઇ બોલ્યો જ નહિ. છેવટે મને જીવ પર આવી ગયેલી જોઇ એ બિચારો નરમ થયો. મારી આગળ કેશવનો કોઈ પણ નિર્ણય કદિ પણ ટકતો નહિ. એ બોલ્યો, "જો, માંદા માણસે એક જ વાતનો પીછો પકડી મગજને આટલો ત્રાસ આપવો એ સારૂં નથી."

'મારા મગજને કોણ ઉકાળે છે? મારા સાદા સીધા પ્રશ્નનો સરળ ઉત્તર મળી ગયો હોત તો આટલો ત્રાસ થયો ન હોત."

"સરળ ઉત્તર દેવામાં વાંધો ન હોત તો મેં તને આટલો ત્રાસ દીધો હોત ખરો?"

"આખરે તું એટલું તો કબૂલે છે કે તેં મને ત્રાસ દીધો

છે. હવે બોલ, તેં મને શું કામ ત્રાસ આપ્યો? આટલી સાદી વાત પૂછી, તેમાં ગલ્લાંતલ્લાં કેટલાં?"

"ગોળ ગોળ વાત કરી માંદાના મનને ભૂલાવામાં નાખવું અને એમાંજ એને અટવાવા દેવું એ રોગ સારો કરવાનો એક ઉપાય છે, હો."

"એમ કે? હવે સમજી...દવા આપનારે દવા તો આપી, પણ તેં તો તેને અધેથીજ ઢોળી નાખી."

"તે કેમ?"

"ફુલ ક્યાંથી આવે છે એ વિષે મને શંકા ન રહી એટલે."

"તમે બૈરાં વહેમી બહુ."

"કેમ?"

"હું કહેતો ન હતો ત્યારે ભારે ત્રાગું કરી મારી પાસે તેં એ જાણવા ફાંફાં માર્યાં. હવે દવા ઢોળવા બદલ પણ સામો મનેજ દોષ દેવાનો કે?"

"જરૂર. રોગીને દવા આપવી એ કંઈ સહેલી વાત નથી. રોગીની હઠને વશ થઈ તું ઔષધ પાઈ ન શકે, તો એનો દોષ રોગીને નહિ પણ તનેજ."

"પણ મેં ઔષધ ન આપ્યું અથવા ઢોળી નાંખ્યું એ જ મને નાકબૂલ. છે મેં તને હજી ફુલ ક્યાંથી આવે છે તે કહ્યું જ ક્યાં છે?"

"હવે તારી ખોટી વાતોમાં હું થોડીજ ફસાવાની હતી? એ તો પોકળ ફુટ્યું તે ફુટ્યું!"

કેશવ બિચારો રોવા જેવો થઈ ગયો. તે પોતાના ઉપરજ ચિડાતો હોય એવું લાગ્યું. મને એની દયા આવી.



## ૧૩

ડોકટર વચમાં વચમાં મને તપાસવા આવતા હતા. એ આવતા કે મઝેદાર ચર્ચા શરૂ થતી. એ બોલવામાં પૂરા હતા. કોઇને બનાવી દેવામાં તો એ એક્કાજ હતા. ચર્ચા વખતે માસ્તર હોય તો વળી મજામાં ઓર વધારો થતો. ડોકટર મારા ઓરડામાં રહે ત્યાં સુધી હાસ્ય અને આનંદની ભરતી રહેતી. હું માંદી છું એ હું જાતે પણ ભૂલી જતી.

કેશવ સાથેના ઉપલા પ્રસંગ પછી એ મારે ત્યાં આવ્યા કે તરતજ મેં તેને પૂછયું.

"ડોકટર, તમને આવાં સુંદર ફુલો કયાંથી મળે છે ?"

"એટલે ? તમારી પાસે સુંદર ફુલો કયાંથી આવે છે એની મને શી રીતે ખબર પડે ?"

"હું આ નાટકથી છેતરાવાની નથી."

"મને નાટકી કહેનાર તમેજ પહેલાં મળ્યાં ! મારા બેફામ ફટકેલપણા બાબતની મારી અપકીર્તિની વાત હજી તમારા કાને પહોંચી લાગતી નથી."

"તેની સાથે મારે કશી લેવાદેવા નથી. ફુલો ક્યાંથી આણ્યાં એટલું કહી તમારૂં ફટકેલપણું સિદ્ધ કરી દો, એટલે બસ."

"તમે પણ મહા ઉસ્તાદ નીકળ્યાં ! પણ એમાં દોષ કોને દઉં ? કેમ રે કેશવરાવ, આખરે વાજ્યોને છબરડો ? હું તો કહેતોજ હતો કે..."

"અરે, હું પણ શું કરૂં? મેં એને કંઇ એવું કહ્યુંજ નથી. પણ મારા કોઈ શબ્દો ઉપરથી એણે એવું માની લીધું, તેમાં હું શું કરૂં?"

"હશે, જવા દો. લાવો, જોઇએ તમારો હાથ જોઉં."

"ફુલ કયાંથી આવ્યાં એ કહો; પછી બતાવું મારો હાથ."

"ના, ભાઈ મને હાથ માં બતાવશો."

એણે 'હાથ બતાવું'ના કરેલા અર્થે મને ખૂબ જ હસવું આવ્યું. આ હસવાની વચમાં જ ડોકટરે ફરીથી વિષય બદલવા પ્રયત્ન કર્યો. થોડી વારમાં તે મારા ધ્યાનમાં આવતાં મેં ફૂલ કયાંથી આવે છે, એ ફરી પૂછ્યું.

એણે તરત જ જવાબ દીધો:

"સ્વરૂપચંદ મારવાડી મારૂં એક ઘરાક છે. ગામ બહાર બે ત્રણ માઇલ દૂર તેનો એક સુંદર બાગ છે. તે બાગનાં આ ફૂલ છે. સહજ વાતમાં મેં કેશવરાવને આ બાગ વિષે કહ્યું. એટલે તરત જ કેશવરાવે ફૂલ આણવાની ગોઠવણ કરી દીધી."

એણે આ બધું ગંભીરતાપૂર્વક કહ્યું. મને પણ એ ક્ષણભર સાચું લાગ્યું. પણ જરા ધારીને જોતાં એની આંખમાં એનું જૂઠાણું સફળ થયાની ચમક મેં જોઈ. મેં તરત જ કહ્યું,

"જુઠું, બધું જુઠું! સ્વરૂપચંદ નામનો કોઇ મારવાડી નથી. હશે તો તે તમારૂં ઘરાક નથી. ઘરાક હોય તો તેનો બાગ નથી. અને બાગ હશે તો તેમાં આટલાં સુંદર ફૂલો હોવાં શકય નથી. કદાચ તે ફૂલ હોય તો પણ કેશવ તે આણવા એટલે દૂર જાય એ શકય નથી."

મારો વકીલ જેવો જવાબ સાંભળી ડોકટર ખૂબ હસવા લાગ્યા. તે બોલ્યા,

"કેમ, કેશવરાવ ફૂલ લાવે એ તમને અશક્ય લાગ્યું ?"

"પહેલાં તો એ કે કેશવને આવાં ફૂલબૂલમાં રસ નથી. વળી એટલે દૂરથી એ ફૂલ લાવે જ કેમ કરી ? બધો જ વખત તો એ મારી પાસે બેસી રહે છે."

"તમે એને છોડો જ નહિ તો એ પણ શું કરે ?"

"ના રે. હું તો એને ઠીક લાગે તે માટે હજાર વાર બહાર ફરી આવવાનું કહું છું. પણ એ જ ક્યાં ખસે છે ? હું તો એને મુંબઇ જવાનું પણ કહું છું. પણ એ મારા વિષે નાહક વધારે પડતી ચિંતા રાખે છે."

"બાકી હવે કેશવરાવ મુંબઈ જાય તો પણ વાંધા જેવું નથી. હવે તમારી તબિયત ઘણીજ સારી લાગે છે."

"હા. મને પણ એમજ લાગે છે. પણ કેશવ જાતે જ મારી ચિંતા કર્યાં કરે છે."

"સ્વાભાવિક જ છે."

અમે બધાંથી હસી જવાયું. સારી વાતચીત લહેરથી ચાલતી હતી, ત્યાં થોડી વારમાં કેશવ જરા બહાર ગયો. મેં ફરીથી ડોકટરને ફૂલ વિષે પૂછ્યું.

"એ જાણીને તમારે શું કરવું છે ? હોયને ગમે ત્યાંનાં એ ફૂલ."

"પણ તમે તો આવડી અમસ્તી વાતમાં મને કેટલાં ગોથાં ખવરાવો છો ?"

ડોકટર જરા ગંભીર થઇ ગયા અને થોડું રહીને બોલ્યા,

"આ ફૂલ મારા બાગનાં જ છે."

"સાચ્ચું ? એટલે જ આટલાં ગોથાં ખવરાવ્યાં કની ? આવાં સુંદર ફૂલ મેં આજ સુધી કદિ જોયાં ન હતાં. આટલો મોટો

મોગરો, આવું મોટું ગુલાબ, આટલા સુંદર રંગનાં સુંદર અને નાજુક ફૂલ કદિ પણ મારા જોવામાં આવ્યાં ન હતાં. હું સારી થઈ જાઉં એટલે પહેલી તમારો બાગ જોવાજ આવીશ."

"ના. માત્ર એટલું કરશો નહિ."

"કાં ?" મેં આશ્ચર્યચકિત થઈને પૂછ્યું.

ડોકટર કંઇ જ બોલ્યા નહિ. એનો આનંદિત ચહેરો એકદમ ખિન્ન થઇ ગયો.

હું વિચારમાં પડી ગઈ. મારી કયાં ભૂલ થઇ તે મારાથી સમજાયું નહિ.

એટલામાં કેશવ આવ્યો. ડોકટરે મને ગંભીરપણે તપાસવી શરૂ કરી. તપાસ પૂરી થયે કેશવને કંઇક કહી તે એકદમ ચાલતા થયા.

●

## ૧૪

ત્યાર પછી ચાર પાંચ દિવસ ડોકટર અમારા તરફ ફરકયા જ નહિ. ખરૂં જોતાં એને એક દિવસને અંતરે આવવુંજ પડતું. પણ આ વખતે તો એણે ખુબ મોડું કર્યું. મેં કેશવને પૂછવા મોકલ્યો, ત્યારે એમણે કહ્યું, "હવે એને ઠીક છે એટલે ઉપરાઉપરી આવવાની જરૂર નથી."

આ જવાબે મને નિરાશ કરી.

ડોકટર કેમ નહિ આવ્યા હોય? "બાગ જોવા આવીશ" એવું કહ્યું ત્યારે "ના. માત્ર એટલું કરશો નહિ." એમ એણે શા માટે કહ્યું? અને "કાં?" એમ પૂછતાં એ એકાએક ખિન્ન કેમ થઈ ગયા? હું એનો બાગ લૂંટવા થોડી જ જવાની હતી? મેં તો માત્ર જોવા જવાનું જ કહ્યું હતું. પણ એટલું ય એને ખપ્યું નહિ. એની ઇચ્છા વિરૂદ્ધ હું થોડી જ એનો બાગ જોવા જવાની હતી? એના બાગમાં ગમે એટલાં સુંદર ફૂલો હોય તો પણ હું એની ઇચ્છા વિરૂદ્ધ એના બાગમાં ફૂલો જોવા જઇશ એમ એને કેમ લાગ્યું? હું તો એ વાક્ય સહેજ જ બોલી હતી. એનાથી એને આટલું બધું ખોટું કેમ લાગી ગયું?......

●

## ૧૫

ડોકટર આવ્યાને આઠ દિવસ થઈ ગયા. હું તદ્દન નિરાશ થઇ ગઈ. મનમાં એક તરંગ ઉઠયો.

તે દિવસે બન્યું હતું તે મેં કેશવને કહ્યું. એ હકીકત સાંભળીને કેશવ પણ ગૂંચવાડામાં પડયો. 'બાગ જોવા આવીશ,' એટલું કહેતાં વાર ડોકટરને આમ કેમ થઇ ગયું તે એને પણ સમજાયું નહિ. ડોકટરનું જીવન અનેક ગૂંચોથી ભરેલું હોવાની એને ખાતરી થવા માંડી. મને તો ક્યારનું જ એમ લાગ્યા કરતું હતું. ડોકટરની આ વિચિત્ર પ્રકૃતિના મૂળમાં શું હશે એ વિષેના અમારા તર્કો શરૂ થયા. પણ એ તો તર્કો જ હતા,

એટલે અમારા મનનું સમાધાન થયું નહિ. છેવટે ડૉક્ટરને ફરીથી ઘરે લાવવાના ઉપાયો શોધવા મંડયાં. કેશવે બતાવેલા બધા જ ઉપાય મને નાપસંદ પડયા. આખરે મારો પોતાનો જ ઉપાય અજમાવી જોવાનું ઠર્યું. ડૉક્ટરને મારે પત્ર લખવો એવું અમે ગોઠવ્યું અને તે પ્રમાણે મેં પત્ર લખ્યો:

"——તમારા બાગના રસ્તે પગ પણ ન મૂકવાનો મેં નિશ્ચય કર્યો છે. ફૂલો વિષેનું કુતૂહલ સુદ્ધાં છોડી દેવાનું મેં નક્કી કર્યું છે. એટલું જ નહિ, પણ એ નિર્ણય ભૂલાઇ ન જાય માટે તો આપના તરફથી ફૂલો આવતાં જ તે પાછાં મોકલી દેવાનું પણ કહી રાખ્યું છે. એટલે હવે તમે પણ જોવા આવો એમાં કંઇજ વાંધો રહ્યો હોય એવું મને લાગતું નથી. વખત મળતાં મને મળવા આવશો ને?——

લી૦ કૃષ્ણા"

મારા પત્રની ધારી અસર થઇ, એમ મને લાગ્યું. પત્ર મેં સવારે મોકલ્યો. બહુ બહુ તો ડૉક્ટર સાંજે આવશે એવું હું ધારતી હતી. પણ ડૉક્ટર તો ભર બપોરે તાપમાં જ આવી પહોંચ્યા.

બની ગયેલી વાતની યાદ દેવરાવે એવું કંઈ પણ હું બોલી નહિ. ડૉક્ટર પણ મારા પત્ર સંબંધે કંઇ જ બોલ્યા નહિ. માત્ર આમતેમની વાતો ચાલી. પણ વચમાં વચમાં ડૉક્ટરની દષ્ટિ મારી દષ્ટિ સામે સ્થિર થઈ રહેતી. એ વખતે એની દષ્ટિમાં કોઇ નવીન પ્રકારનો સ્નેહભાવ દેખાઈ આવતો. કદાચ મારી દષ્ટિમાં પણ એને એજ ભાવ દેખાયો હશે!

ડૉક્ટર તદ્દન ઓછું બોલા. દવાખાનાનું કામ પતાવી ઘરે જતાં ડૉક્ટર મારે ત્યાં આવ્યા હતા. એનું જમવા કરવાનું

બાકી હતું. એટલે મેં એમને વધારે બેસવાનો આગ્રહ કર્યો નહિ.

તે દિવસે સાંજે ડોક્ટર અમારે ત્યાં આવ્યા નહિ. મને જરા ખોટું લાગ્યું. ડોક્ટર વળી થોડા દિવસ ગેબ થઈ જશે એવું મને થઇ ગયું. આ વિચારે આવેલી અસ્વસ્થતા બીજા દિવસની સવાર સુધી રહી. દિવસ ઉગ્યો તો ય હું પથારીમાં પડી રહી. આંખ ખોલી પ્રકાશ જોવાની પણ મને ઇચ્છા થતી ન હતી. 'આંખ ખોલીને શું કરવું'તું ? પ્રકાશ તરફ જોઇને શું કામ છે?' એવા ઉદાસ વિચારો આવતાં મારૂં મન ડરી જતું.

આવી સ્થિતિમાં મન મુઝાવા લાગ્યું. દિવસ ખૂબ જ ચઢી ગયેલો લાગતાં હું એકદમ ઊઠીને બેઠી થઈ ગઈ. ત્યાં તો એક મનોરમ દશ્ય નજરે ચઢ્યું. 'ફૂલ—સુંદર ફૂલ—દિવાકરના બાગનાં સુંદર ફૂલ !' મોડું ઉઠાયું તે બદલ મને મારી જાત ઉપર ખૂબ રોષ ચઢ્યો. ફૂલો જોતાં જ ઉદાસ વિચારો ઊડી ગયા. એક એક ફૂલ હાથમાં લઈ જોવા હું ફૂલો પાસે ગઈ. ત્યાં મેં મારા નામનું એક પાકીટ જોયું. મેં તે એકદમ ઉપાડી લીધું અને ફોડ્યું.

"તમારા નિશ્ચય પ્રમાણે ફુલો તમે પાછાં મોકલશો, એવી આશાએ જ આ ફૂલો મોકલું છું. મોકલશોને પાછાં?

—**દિવાકર.**"

હું તો ડરી જ ગઈ. શું કરવું એ સૂઝ્યું જ નહિ. દિવાકરના પત્રે મને ગૂંચવાડામાં નાંખી.

એકાએક કેશવ યાદ આવ્યો.

કેશવને પૂછીને જ ગમે તે કરવું એમ લાગ્યું. કેશવને બૂમ મારી, પણ કેશવ હતો જ ક્યાં? બાએ કહ્યું કે મારા ઊઠવાની રાહ જોતો એ કંટાળીને ક્યાંક ફરવા ચાલી ગયો છે. હવે શું થાય ? ફૂલો પાછાં જ મોકલવાં એમ મારૂં મન કહેવા લાગ્યું.

પણ કેટલાં સુંદર, કેટલાં મનોહર એ ફૂલ ! અને ઊઠતાંને વાર બધા ઉદાસ વિચારોને હાંકી કાઢે એવાં એ ફૂલોને હાથ લગાડ્યા સિવાય, સુંઘ્યા સિવાય પાછાં કેમ મોકલાય ?–મને તો એ અશક્ય જ લાગ્યું.

પણ ફૂલો પાછાં મોકલ્યે જ છૂટકો હતો–દિવાકરના પત્ર પછી એ ફૂલોનો સ્વીકાર કરવાનું બને એમ ન હતું.

મેં નોકરને બૂમ મારી. એણે જવાબ વાળ્યો. રૂમાલના ત્રણ છેડા ફૂલની આજુબાજુ લીધા, ચોથો લઈ ફૂલો બાંધવાની તૈયારી હું કરતી હતી એટલામાં જ એ છેડા નીચે એક એટલું સુંદર અને નાજુક ફૂલ નજરે પડ્યું કે મેં વિચાર કર્યા સિવાય તે એકદમ કાઢી લીધું,–છૂપાવી દીધું. બાકીનાં સઘળાં ફૂલો રૂમાલમાં બાંધ્યાં.

એટલામાં નોકર આવ્યો. મેં તેને ડૉક્ટરને ત્યાં ફૂલ આપી આપવા મોકલ્યો. તે ફૂલ લઈ ગયો, દૂર ગયો, દૃષ્ટિપાર થયો. તેને પાછો બોલાવી શકાય એવું પણ રહ્યું નહિ.

મેં એ એક ફૂલ શું કામ રાખી લીધું ? શું કામ ?



## ૧૬

તે દિવસે મેં ઉત્કંઠાપૂર્વક કેશવની રાહ જોઇ. પણ એને તો તે દી' જ બહાર જવાનો લાભ મળ્યો હતો. એક એક ક્ષણનું અંતર યુગયુગ જેટલું લાગવા માંડ્યું–આખરે કેશવ આવ્યો. તરત જ એને મેં દિવાકરની ચીઠ્ઠી આપી. વાંચીને એ પણ ચમક્યો–કંઇ નહિ તો મને એવું લાગ્યું.

"એ ફુલ ક્યાં છે?"

"ક્યાં છે? એ તો મેં પાછાં મોકલી દીધાં."

"એટલે! સાચું જ કહે છે?"

"હા. તદ્દન સાચું."

"કેવી ગાંડી છે તું?"

"કાં? એમાં શું ગાંડપણ આવ્યું? મને તો લાગે છે કે મેં જે કર્યું તે બરાબર જ કર્યું છે."

"ગાંડપણ! બિચારો દિવાકર! એને જરૂર ખોટું લાગશે. એણે તો તારા પત્રનો જવાબ આમ મશ્કરીમાં લખ્યો હતો. તું ફુલ પાછાં મોકલીશ એવી તો એને કલ્પના સુદ્ધાં આવી નહિ હોય."

ખરે, મેં નાદાની તો કરી જ. એણે મઝા ખાતર ચિઠ્ઠી લખી હશે. એને કંઇક મઝાનો ઉત્તર લખવાને બદલે મેં ગાંડી જેવીએ ફુલો શું કામ પાછાં મોકલ્યાં? મને લાગ્યું, મેં એની ચિઠ્ઠીનો ભળતો જ અર્થ કર્યો. હવે મને ભાન થયું. મેં કેવું ખોટું કર્યું! ભ્રમિત માફક અવળે રસ્તેજ ચાલવા માંડ્યું!—

"ખરે કેશવ, ફુલ પાછાં મોકલવામાં મેં ભૂલ તો કરી જ. પણ તો પછી એ વખતે તું અહીં કેમ નો'તો? મેં તને કેટલું શોધ્યો? આખરે બાએ કહ્યું કે તું બહાર ગયો છે તું અહીં હોત તો આપણે કંઇ મઝેદાર ઉત્તર લખતે. જે થયું તે થયું.—પણ હવે શું કરવું?"

"પણ તારા ભેજામાં આવું ગાંડપણ ઘૂસ્યું જ ક્યાંથી? મને તો એજ સમજાતું નથી."

"હું ઊંઘમાંથી ઊઠી ત્યાં તો સામે સુંદર ફુલ. મને કેટલો આનંદ થયો હશે! ફુલ લેવા પાસે ગઇ ત્યાં ચિઠ્ઠી મળી. હું ગૂંચવાઈ જાઉં એમાં નવાઇ શી? એને ફુલ મોકલવાં હતાં તો

પછી આવું વાહિયાતપણું કરવાની જરૂર શી હતી ? બોલને.—એ તો હશે. પણ એને સાચે જ ખોટું લાગશે ?"

"હા. મને તો લાગે છે કે એને ખૂબ જ ખોટું લાગવાનું. દિવાકરનો સ્વભાવ જરા વિચિત્ર છે. એ તો આખી દુનિયા સાથે જ આવી ફટકેલ રીતે વર્તે છે. સેંકડો રોગીઓ–પછી તે શ્રીમંત હો કે ગરીબ–બધાં સાથેજ સરખો વર્તાવ! બધાંની સરખી કાળજીપૂર્વક તપાસ કરે ને તપાસ પૂરી થઇ કે બધાં સાથે આવી જ ફટકેલ વાતો. રોગીના નાતે રાખી શકાય એટલો જ સંબંધ. બીજી વાતોમાં તદ્દન બેપરવા. તારી દવા લેવા દવાખાનામાં જવું પડે એમાં પણ એક જાતની મઝા ! હોશિયાર ખરો, છતાં કંઇક વિચિત્ર યે ખરો. આ વિચિત્ર વૃત્તિના મૂળમાં કંઇ ગૂઢ નિરાશા હોવાની શંકા મને એકાદ વાર આવેલી. અને એને વિશે પ્રચલિત લોકવાયકાઓએ મારી શંકાને મજબૂત બનાવી છે."

"શી લોકવાયકાઓ પ્રચલિત છે ?"

"એ બધું તને કહેવા જેવું નથી. છતાં, ચાર પાંચ વર્ષ પહેલાં એક સુશિક્ષિત બાઈ સાથે એના પ્રીતિવિવાહ થયેલા. વિવાહ પછી દોઢેક વર્ષમાં જ એને છોડી તે ઉત્તર હિંદુસ્તાન તરફ ક્યાંક ચાલી ગઈ, એટલી વાત ચોક્કસ. તે એને છોડી ગઇ એ બાબતમાં હજાર લોક હજાર જાતના તર્ક કરે છે. ખરું જે હોય તેની એમને જ ખબર."

"સાચે જ, માસ્તરે પહેલેથી જ આવું કંઇક નો'તું કહ્યું ?"

"માસ્તરે અચકાતાં જે કંઈ કહેલું તે સાચું હોય એવું લાગે છે. એની પત્ની એને છોડી ગઇ ત્યારથી દિવાકર વ્યસની અને સ્વચ્છંદી થઇ ગયો છે, એવું લોકો કહે છે. કોઈ વળી એમ પણ કહે છે કે દિવાકરે પહેલાં ગાંડપણ દાખવવા માંડ્યું, એટલે એની પત્ની એને છોડી ગઈ. એની પત્નીની

સુજનતા વિષે સર્વત્ર એકમત પ્રવર્તતો લાગે છે."

અમારી વાતો ચાલતી હતી ત્યાં માસ્તર આવ્યા. કેશવે કહેલી વાતોને માસ્તરે ટેકો આપ્યો, અને એમણે વધારામાં આટલું કહ્યું-

"શું કહું ? દિવાકરની સ્ત્રી એક સાધ્વીજ હતી. અહીં વર્ષ બે વર્ષ રહી હશે એટલામાં તેણે અમારી બાજુની બધી સ્ત્રીઓનાં મન આકર્ષી લીધાં હતાં. તેણે એક સંસ્થા કાઢી હતી. નાનીમોટી બધી સ્ત્રીઓને એકઠી કરવી, તેને તરેહતરેહની કલા કારીગરી શીખવવી, અહીં તહીંની જાણવા સરખી માહિતી આપવી, સભાઓ ભરવી, વ્યાખ્યાનો આપવાં, બોલતાં શીખવવું; આ એનું કામ. સર્વ સાથે એવી મીઠાશ અને નમ્રતાભરી વાતો કરતી કે સર્વ એના પર ખુશ રહેતાં. તે અહીં થોડાં વરસ વધારે રહી હોત તો આ ગામના સ્ત્રીસમાજમાં તેણે સુંદર સુધારણા કરી દીધી હોત. પણ દૈવ આડે આવ્યું. આટલો હોશિયાર અને કર્તવ્યપરાયણ પતિ મળતાં પણ એનો સંસારસુખમાં ઊણપ રહી ગઈ."

માસ્તરને ખૂબ ખોટું લાગતું હોય એવું દેખાયું. થોડી વિશ્રાંતિ લઈ એમણે આગળ ચલાવ્યું—

"અને દિવાકરમાં પણ શી ઊણપ હતી ? મારી આટલા દિવસની ઓળખાણ છે, પણ દિવસે દિવસે મારો એના વિશેનો આદર-અને સાથે કુતૂહલ પણ વધતાં જાય છે. પ્રાણની પણ પરવા કર્યા વિના રાત દિવસ મહેનત કરી એણે કેટલાય જીવોને કાળના મોંમાંથી છોડાવ્યા છે ? પણ આટલા ઉચ્ચ ગુણો વ્યસનમાં ઢંકાઈ જાય છે. સેંકડો જીવો એની પાસે જીવિતદાન પામ્યા હશે, છતાં એમાંથી કોઈને ત્યાં પણ એને પેસીને જવાનું નહિ. બધા લોકો એનાથી દશ ગાઉ દૂર ભાગે એટલી તો એણે પો-

તાના નામની ખરાબી કરી મૂકી છે. ઉમદા, દિલદાર મર્દ, અલૌકિક બુદ્ધિશાળી, અથાક લોકસેવા, પણ શું? એ ય વિધિની અવળચંડાઈ, બીજું શું?"

માસ્તર ગયા. કેશવ કામે વળગ્યો. વર્તમાનપત્રમાંની એકાદ સંક્ષોભજનક ખબર સાંભળી તે વિષે ચર્ચા થાય, બીજી જ ક્ષણે તે ભૂલી જવાય, એવું માસ્તરનું અને કેશવનું થયું. સવારે જે વાત થઇ તે કેશવ બપોરે ભૂલી ગયો. એમાં ખોટું શું? જગતમાં અનેક પ્રકારના લોકોની અનેક પ્રકારની વાતો. તે બધાંની દયા ખાઇ આખો દિવસ રોતાં થોડું જ બેસી રહેવાય છે? ડાક્ટર કોણ? એનો અને અમારો સંબંધ કેટલો? એની પાસે વિદ્યા છે, તેનો લાભ લેવાનું અમને મન થયું. પૈસા આપ્યા, એને આણ્યો, અમારૂં કામ થયું. એનું પણ કામ થયું. પત્યું!–બાકીની વાતની ચિંતા કરવાનું કારણ?

–કારણ કંઈ જ નહિ.–પેલું એક ફુલ–મેં શા માટે રાખી મૂક્યું? શું કારણ? કારણ કંઈ જ નહિ!

મેં પેલું ફુલ રાખી લીધું હતું, એ કેશવને કહેવાનું વાતમાં ને વાતમાં હું ભૂલી જ ગઇ. હવે એ કહેવાની જરૂર પણ રહી ન હતી. વળી થોડા દિવસમાં એ ફુલ સુકાઇ જશે, નિર્માલ્ય થઇ જશે અને પછી તો એને ફેંકી જ દેવાનું છે ને?

●

## ૧૭

હું ઘણી સારી થઇ ગઇ હતી. ઘરમાં ને ઘરમાં હું હરફર કરી શકતી. રોગનાં મૂળ ધીમે ધીમે દૂર થયાં હતાં. હવે અશક્તિ જ રહી હતી, અને તેથી જ મને વધારે શ્રમ કરવાની મના હતી. પ્રકૃતિ ધીમે ધીમે પણ પૂર્ણપણે સ્વસ્થ થતી જતી હતી. રોગ મૂળમાંથી જવા માંડયો છે, એવું મને મનમાં લાગતું. સંપૂર્ણ સ્વાસ્થ્ય મેળવતાં હવે વાર નહિ લાગે, એવો વિશ્વાસ મારામાં આવી ગયો હતો. દિવાકરની દવા લેવાની શરૂઆત કર્યા પહેલાંની શ્રદ્ધા કાલ્પનિક હતી, આજનો વિશ્વાસ પ્રત્યક્ષ પરિણામ પર અવલંબતો હતો. મારા સાજા થઇ જવા વિષેની શંકા હવે કેશવને પણ રહી ન હતી. એની ચિંતા ઓછી થતી જતી હતી. બાકી રહેલો અભ્યાસ પૂરો કરવા તે થોડા દિવસમાં જ મુંબઇ જવાનો હતો. હું સારી થઇ તે નિમિ-તે કેશવ જાય તે પહેલાં સત્યનારાયણની કથા કરાવવાનું બાએ નક્કી કર્યું. પણ આ વેળા કથામાં વધારે માણસોને ન બોલાવવાનું બાએ ઠરાવ્યું હતું. દિવાકર અને માસ્તરને બોલાવવાનું તો નક્કી જ હતું. બાએ દિવાકર વિષે સાચી જૂઠી ઘણી ય વાતો સાંભળી હતી, પણ દિવાકરની ઓળખાણ થયા પછી–વિશેષતઃ મારી તબિયત સુધરવા લાગી ત્યારથી–દિવાકર વિષેનો બાનો મત જુદો જ થયો હતો. દિવાકર એને ગમતો. દિવાકરની રીતભાત જ એવી હતી કે અમારા નાનકડા કુટુંબમાં એ સર્વને પ્રિય થઇ પડયો હતો. માસ્તર કહેતા કે એક એમને ત્યાં અને બીજે અમારે ત્યાં, એમ બેજ ઘરે દિવાકર મોકળા દિલે વાતો કરે છે. બીજે એની વાતો નહિ જેવી જ

સાંભળવા મળે છે.

પૂજા સાંજે થવાની હતી. બાપુજીએ પોતાના ખાસ સંબંધી એવા બે ત્રણ ગૃહસ્થોને બોલાવ્યા હતા. કેશવે પણ પોતાના એકાદ મિત્રને આમંત્ર્યો હતો. વધારે લોકને ન બોલાવવાનું બાએ આપેલું કારણ મઝાનું હતું. એની કૃષ્ણા સારી થઈ ગઈ હતી. એટલે "સારી થઈ ગઈ, સારી થઇ ગઇ" કરતાં કોઈની દૃષ્ટિ બેસી જાય તો? બિચારી મારી બા! મારી લાંબી માંદગીથી એ તો એવી ગભરાઇ ગઈ હતી કે કોઇની નજર ન બેસે એ-ટલા માટે તો મને જગતથી સંતાડી રાખવાનું પણ એને મન થઈ જતું હતું.

સાંજ પડી. કથાવાંચન શરૂ થયું. બાએ મને કથા સાંભ-ળવા નીચે આણી. મારે બેસવાની જગા બાજઠ પાસે હતી. મને તો એ શિક્ષા જેવું જ લાગ્યું, પણ બાને ખાતર હું એ શિક્ષા સહન કરવા આનંદપૂર્વક તૈયાર થઇ. કેશવ ક્યારેક ક્યારેક દર્શન દેવા આવી જતો અને કથા સાંભળવા જેવું કરી કંટાળતાં બહાર ચાલ્યો જતો. તેનું લક્ષ કથામાં ન હતું, પણ હતું કથા સાંભળનાર શ્રોતામાં. અને મારૂં લક્ષ—?

કેશવ ફરીથી આવ્યો ત્યારે મેં એને ઈશારો કરી બોલાવ્યો અને પૂછ્યું, "હજી દિવાકર નથી આવ્યો?"

"ના. પણ મને લાગે છે કે હવે આવવો જોઇએ."

કથા પૂરી થઈ. કહ્યા પ્રમાણે મેં ફુલ, અક્ષત વગેરે વ-ધાવી સત્યનારાયણની પૂજા કરી. બાની આજ્ઞા થતાં આંખ મીંચી દેવને પગે પડવા જાઉં છું ત્યાં કોઇના આવવાનો અવાજ સંભળાયો. મેં પાછળ ફરી જોયું તો દિવાકર ઉભો હતો.

"ભાઇ, મજા છે દેવને પણ."

"કેમ, દેવની અદેખાઇ આવી? તમને દેવ થવાનું મન

થાય છે કે શું?"

"એ મન થવાનું તો ભક્ત ઉપર અવલંબે છે. દેવ થઇને જ્યારે 'બમ ભોળાનાથ'નો અવાજ મારા કાન ફોડી નાખે, ત્યારે તો દેવ મટી રાક્ષસ થવાનું અને એ સર્વને ખાઇ જવાનું મન થાય. મને લાગે છે કે પહેલાં ક્યાંક દેવ હશે ખરાં, પરંતુ ભક્તિઘેલા લોકોના ગાંડપણથી તેજ ખાલી પથ્થર બની ગયા હશે."

સત્યનારાયણની કથા થોડી વાર પર જ પૂરી થઇ હતી. એટલે હજી ત્યાં ઘોંઘાટ મચ્યે હતો. એ પણ ઠીક હતું. નહિતર દિવાકરનું ઢંગ વગરનું બોલવાનું સાંભળીને જ તોફાન વધી ગયું હોત. મેં તેને ધીમેથી પૂછ્યું—

"હું ભક્ત થવા તૈયાર હોઉં તો થશો તમે દેવ?"

દિવાકર સહજ ચમક્યો. હું આમ સીધો જ પ્રશ્ન પૂછીશ એવો ખ્યાલ એણે સ્વપ્ને પણ કર્યો નહિ હોય.

ઘોંઘાટના ત્રાસમાંથી બચવા મને ઉપર મારા ઓરડામાં લઈ જવામાં આવી. બાપુ, માસ્તર, કેશવ અને દિવાકર-આટલા જણ ઉપર હતા. બાપુજીએ ડૉક્ટરને કહ્યું, "ડૉક્ટર, આજનો પ્ર-સંગ તમને આભારી છે."

"મને શા માટે? સાચું કહું તો રોગીએ જ રોગમુક્ત થવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો. એટલે જ હું કંઇ પણ કરી શક્યો."

"તમારા કહેવામાં સત્ય છે ખરું. અમે બધાંએ જ્યારે એની આશા છોડેલી ત્યારે એ કહેતી, 'હું મરવાની નથી, ગમે તે થશે તો ય હું તદ્દન સાજી થઈ જવાની છું.' અને આખરે એનું કહેવું જ સાચું ઠર્યું."

"દિવાકરે સિફતથી પ્રશંસાનો મારો પોતાના પરથી ચૂકવી મારા તરફ વાળ્યો. તો પણ છેવટે તો બધો મારો એને જ સહન કરવો પડ્યો, કારણ કે બાપુએ, માસ્તરે, ને કેશવે જુદી જુદી રીતે

દિવાકરની પ્રશંસા કરવાનું શરૂ કર્યું. આખરે આગંતુકોના સત્કાર માટે બાપુજી નીચે ગયા. માસ્તર પણ ગયા. થોડી વારમાં કેશવનો મિત્ર આવ્યાના સમાચાર આવતાં કેશવ પણ ગયો. ઓરડામાં અમે બે જ રહી ગયાં.

થોડી વાર સુધી તો કોઈ કંઈ બોલ્યું નહિ. એ શાન્તિ સાલતાં મેં બોલવાની શરૂઆત કરી—

"ફૂલ પાછાં મોકલ્યાં તેથી તમને ખોટું લાગ્યું, ખરું ?"

"પાછાં મોકલશો એવડી એક આશા પર તો મેં ફુલ મોકલ્યાં હતાં, પછી ખોટું લાગવાનું કારણ શું ?"

"મારે તત્ત્વજ્ઞાન નથી જોઈતું. કારણ કંઈ પણ ન હોય; તમને ખોટું લાગ્યું કે નહિ એજ મારે તો જાણવું છે."

"નહિ."

"જુઠ્ઠું."

"સારું. ખૂબ ખોટું લાગ્યું, પછી ?"

"તમને તો જ્યારે ને ત્યારે મશ્કરી જ સુઝે છે. હું કંઇ ગમ્મતમાં પૂછતી નથી. સાચું હોય તે મન મૂકીને કહો જોઇએ."

"સાચું બોલવાની મારી ટેવ તો ક્યારની ચાલી ગઇ."

"ક્યારની ?"

"એ યાદ પણ ભુંસાઈ ગઈ, એટલે દૂર હું એ ટેવથી નીકળી ગયો છું."

"સાચું બોલવાની પણ ટેવ જોઇએ એવું મને લાગતું નથી."

"ત્યારે શું જોઇએ ?"

"માત્ર ઇચ્છા."

"તમે પણ પાકાં ઉસ્તાદ છો. આજ સુધી મને એવો ઘમંડ હતો કે મારા જેવું ઉસ્તાદ બીજું કોઈ નથી. પણ તમારી આગળ તો મારે પણ માથું નમાવવું પડે."

"વખાણુથી મૂળ વાત ભૂલી જાઉં એટલી ભોળી હું નથી."

"એજ તો હું તમને કહેતો હતો."

"તો પછી તમને જે લાગ્યું હોય તે કહો."

થોડી શાંતિ પછી એ બોલ્યો, "પહેલાં તો જરા ખોટું લાગેલું. પણ પાછળથી તમે જે કર્યું તે જ બરાબર કર્યું છે એમ મને લાગે છે."

"તે કેમ?"

"એ મારાથી જ કહી શકાય તેમ નથી."

થોડી વાર રહી મેં પાછી શરૂઆત કરી:

"હું તમને એક વાત કહું? મેં હવે મારો નિર્ણય ફેરવ્યો છે."

"કયો નિર્ણય?"

"તમારા બાગમાં જવા વિષેનો. તમે ના પાડશો તો પણ હું તમારો બાગ જોવા આવવાની."

"તમારો વિચાર ખરેખર ગાંડપણ છે."

"બાગ જોવાની સાદીસીધી, નિરૂપદ્રવી ઇચ્છામાં ગાંડપણ ક્યાં રહ્યું છે તે સમજાવશો?"

"બાગ જોવાની જેને આટલી હોંશ હોય તે ખુશીથી સાર્વજનિક બાગમાં જઇ શકે છે."

"સાર્વજનિક બાગ મને બીલકુલ ગમતો નથી. મને તો ત્યાં જતાં કંટાળો આવે છે."

"જેને સાર્વજનિક બાગમાં જવાનું પસંદ ન હોય તેને ગમે તે બાગમાં જવાની છૂટ છે."

"ગમે તેના બાગમાં જવાની મેં ઇચ્છા જ કરી નથી. હું તો તમારા બાગમાં જ આવવાની છું."

"પણ મારો બાગ જોવા માટે આટલી જીદ શા માટે?"

"તમારા બાગમાં સુંદર અને સુવાસિત ફુલો છે માટે."

"સુવાસિત ફુલોની પાસે સાપ હોય છે."

"તમારા જેવા ધન્વન્તરિ પાસે હોય ત્યાં સાપના વિષથી બીવાનું કંઈ જ કારણ નથી."

"તમે ખૂબ ભયંકર છો, સાપના કરતાં પણ વધારે ભયંકર છો."

"હું એવી હોઇશ તો પછી તમારા બાગમાં આવવામાં કંઇ જ અડચણ નથી. સાપથી પણ હું ખરેખર જ ભયંકર હોઉં તો મારા આવવાથી તમને ફાયદો જ થવાનો. મને જોઇને તમારા બાગના બધા ઝેરી સાપો ભાગી જશે અને તમને પણ તેમના ઝેરનો ભય નહિ રહે."

"તમે ય અવલ નંબરનાં ઉસ્તાદ છો. તમારી સાથે આમ આડી વાતો કરવાનો અર્થ નથી. તમને મારે સ્પષ્ટ જણાવી દેવું જોઈએ કે હું ખૂબ ખરાબ માણસ છું. કોઇ પણ કુલીન સ્ત્રી મારા બાગમાં પગ મૂકે એટલી પવિત્રતા મારામાં રહી નથી."

"તમારી દુષ્ટતાથી અથવા અપવિત્રતાથી પોતે ખરાબ થશે, અપવિત્ર થશે એવી બીક જેને રહેતી હોય તેણે તમારા બાગમાં પગ મૂકતાં આંચકો ખાવો, એ કબૂલ. પણ જેને એવી બીક જ નથી તેને તમારા બાગમાં જવામાં શી હરકત છે ?"

દિવાકર ગૂંચવાઈ ગયા જેવો લાગ્યો. એના કપાળ પર બે ઉભી કરચલી પડી. એની ભ્રમર વાંકી થઈ. એની આંખો સંકોચાઇ. એક હાથ કપાળ પર વ્યવસ્થિત પડેલા વાળ વિખેરવામાં ગુંથાયો. થોડી વાર રહીને એ બોલ્યો:

"મારાં ભયંકર વ્યસનોની, મારી પાપી પાશવી વૃત્તિની

તમને બિલકુલ બીક નથી લાગતી ?"

"બિલકુલ નહિ."

દિવાકર વધારે ગૂંચવાતો લાગ્યો. તેણે આંખો મીંચી દીધી, માથું નીચું ઢાળ્યું. બન્ને હાથોની આંગળીઓએ વાળ આમળવા માંડ્યા મને લાગ્યું કે એની આંખમાંથી આંસુ વહેતાં હતાં.

હું પણ ખૂબ ગૂંચવાઈ. આ સ્થિતિ થોડી વાર વધારે ટકી હોત તો શું થયું હોત, તે કહી શકાય એમ નહોતું. પણ દિવાકર થોડી જ ક્ષણ આવી સ્થિતિમાં રહ્યો. અને પછી એકદમ ઉઠી ઉતાવળે ઓરડા બહાર નીકળી ગયો.



## ૧૮

જમણ થઈ રહેતાં જ સઘળું મંડળ વિખરાયું. દિવાકર મારી રજા લીધા સિવાય જ ચાલ્યો.

તે રાત્રે મને ઉંઘ આવી નહિ. કેશવ ઘણી વાર સુધી મારી પાસે જ બેસી રહ્યો હતો. એ કંઇક બોલતો હતો. પણ એના બોલવા તરફ મારૂં લક્ષ ન હતું. હું એને ભળતા જ ઉત્તરો દેતી હતી એવું એના ધ્યાનમાં આવ્યું, ત્યારે એ બોલ્યો—

"આજે તને થયું છે શું ? તને ઉંઘ આવે છે ?"

કેશવ પહેલો જ પ્રશ્ન પૂછી અટક્યો હોત તો મારી શી

સ્થિતિ થઈ હોત ? ઉંઘનું કારણ એણે જ બતાવ્યું. મને તે માફક આવ્યું અને મેં તે જ કારણ એને આપ્યું.

"તો પછી પહેલેથી જ એવું કેમ ન કહ્યું ? આજ તને ઠીક ત્રાસ થયો લાગે છે. ઉંઘી જા નિરાંતે રાત પણ ઘણી વીતી છે."

ઓરડીમાંના દીવો ધીમો જ બળતો હતો. મારા મોં ઉપર ઠીક અંધારૂં હતું. હું આંખ મીંચી સ્વસ્થ પડી રહી હતી. કેશવને મારો ચહેરો સ્પષ્ટ દેખાતો ન હતો તેથી, અથવા તો એ એના જ તાનમાં મગ્ન હોય તેથી એને મારા મનની સ્થિતિ સમજાઇ નહિ.

કેશવ, જાણ્યે તો તું ભલો છે જ; પણ અજાણ્યે ય તારાથી જે કંઇ થઈ જાય છે એ કેટલું સુંદર થઇ જાય છે !–બિચારો કેશવ–મારો ગરીબ બિચારો કેશવ !—



## ૧૯

કેશવ આજે મુંબઈ જવાનો હતો. મને છોડી જતાં એને કંઈ પ્રાણ આવ્યા હતા. જવાનો વખત નજીક આવતો ગયો તેમ એના ચહેરા પર ખિન્નતા વધતી ગઈ. એની ખિન્નતા ઓછી કરવાના આશયે મેં વાતની શરૂઆત કરી–

"હવે તને જવાની કેટલી વાર છે ?"

હાથ ઉપરના ઘડિયાળમાં જોઇ કેશવ બોલ્યો, "એક ક-

લાક." અને વળી પાછો એ શાંત થઇ ગયો.

"કેશવ, મને તારી અદેખાઈ આવે છે."

"કેમ ?"

"તું એકલો એકલો મુંબઇ જઇશ, Specialist (નિષ્ણાત) થઈશ, અને મારે અહીં માખો મારતાં દિવસો કાઢવાના. હવે તો આ માંદગી જાય તો ડૉકટર થઈ જાઉં એવું થઈ ગયું છે."

"મારી અદેખાઈ કરવાનું કંઈ જ કારણ નથી. મને હવે ભણવાનો કંટાળો આવવા માંડ્યો છે. લીધેલું અર્ધેથી મૂકવાનું મન થતું નથી એટલે નાઈલાજે જાઉં છું. નહિતર સાચું કહું તો મુંબઈનો મોહ છોડી અહીં જ દવાખાનું ખોલી પ્રેકટીસ શરૂ કરવાનું મન થાય છે."

"જોજે, એવું નહિ કરી બેસતો. તું 'નિષ્ણાત' તો થઇ જ જા. હરિફાઈના આ જમાનામાં સાદા ડૉકટરનો ભાવ પણ કોણ પૂછે છે ?"

"તે સાચું, પણ હવે તો ધીરજ ખૂટી છે."

"વળી ધીરજ ક્યાં ગઈ ?"

"એ તને જ કહેવું પડશે કે ?"

કેશવની અધીરાઈ અને મારી ઉદાસીનતા !—બંને બે ધ્રુવના છેડા ! થોડા દિવસમાંજ એ બન્નેને એકત્ર થવાનું હતું. કોઈ અસહ્ય વેદનાનો ચમકાર વીજ સરખો મારા હૃદયને ધ્રૂજાવી ગયો.

"કેશવ, મારી એક વાત સાંભળીશ ?"

"શું ?"

"હું ડૉકટર થઈ જાઉં ત્યાં સુધી આપણે લગ્ન ન કરીએ."

કેશવની ત્યારની દીન મુખમુદ્રા હજી ય મારી આંખ આગળ તરવરે છે.

●

## ૨૦

કેશવ મુંબઈ ગયો. મારા દિવસો પહેલાં કરતાં પણ વધારે ઉદાસીનતામાં જવા લાગ્યા. આ બાજુ બાપુજીનું કામ વધ્યું હોવાથી એ કચેરીમાંથી સાંજે મોડા આવતા, થાકયા પાકયા જમીને તરત જ ઊંઘી જતા. પહેલાંની જેમ ગપ્પાં હાંકવાનો વખત એમને મળતો ન હતો. બાનો કાર્યક્રમ તેવો જ ચાલ્યા કરતો હતો. સવારે રસોઈ અને બીજું ઘરકામ, બપોરે પોથીપુરાણ અને થોડી ઉંઘ, પાછલે પહોરે આડોશીપાડોશી સાથે ટોળટપ્પાં ને દેવદર્શન, અને સાંજે વળી રસોડું. ઘરમાં માત્ર હું જ કામ વિનાની હતી. હવે પહેલાં જેટલો માંદગીનો ત્રાસ પણ રહ્યો ન હતો. પણ જરા વધારે કામ થતાં થાક લાગતો; એટલે મારે તો આખો દિવસ કામ કર્યાં સિવાય પડ્યા જ રહેવું પડતું.

આમ છતાં સમ ખાવા પૂરતું એક કામ તો મારે હતું જ. એક બે દિવસને અંતરે કેશવના પત્રો આવતા, તે વાંચવાનું અને તેના ઉત્તર લખવાનું. પણ હવે તો પત્ર લખવાનો પણ મને કંટાળો આવવા લાગ્યો હતો. મારા પત્રો ધીમે ધીમે ટુંકા થવા લાગ્યા અને કેટલીક વાર તો ઉત્તર લખવામાં વિલંબ પણ થતો.

કોઈક વાર તો કેશવના અચૂક લાંબા પત્રો જોઈ મને મારા આળસની શરમ આવતી. પણ મારા આ અપરાધ બદલ કેશવે મારા પર કદિ પણ રીસ કરી નથી. એને લાગતું કે હું અશક્ત છું અને લાંબા પત્રો લખતાં મને ત્રાસ થતો હશે. એની આ ગેરસમજ દૂર કરવા જેટલી મારામાં હિંમત ન હતી. શક્તિ હોવા છતાં હું આવા નાના અને ભાંગ્યાતૂટ્યા ઉત્તરો લખું છું

એમ કેશવે જાણ્યું હોત તો તેને ખોટું લાગ્યું હોત. કેશવનું મન દુઃખવતાં મારો જીવ ચાલતો ન હતો, એટલે આ બાબતમાં હું એને વધારે લખતી પણ નહિ.

પણ કેશવ મારા ઉપર ચીડાય તો સારૂં એવું મને કોઈક વાર થતું અને એને ચીડવવા મેં એક વાર એને લખ્યું પણ ખરૂં:

"–તું મને આટલા લાંબા અને પ્રેમાળ પત્રો નિયમિતપણે લખે છે અને હું તો છેક ટૂંકા અને બાંધ્યાતૂટ્યા ઉત્તર જ આપું છું. આ અક્ષમ્ય ગુન્હા બદ્દલ તું મારા પર રીસ કરીશ નહિ ત્યાં સુધી મારૂં આળસ અને મારી બેદરકારી વધતાં જ જવાનાં. આ દુર્ગુણો કદાચ એટલા વધશે કે પછી તું ચીડાઇશ તો યે એ ટળશે નહિ"

એનો કેશવે જવાબ લખ્યો --

"હું તારા પર ચીડાઈ જ શકતો નથી. તું આટલી અશક્ત છતાં પત્ર લખે છે એટલું જ મને તો બસ છે. વળી આળસ અને બેદરકારી હાલની પરિસ્થિતિમાં દુર્ગુણ નહિ, પણ સદ્‌ગુણ જ ગણાશે. તારી માંદગી દૂર થવામાં તે જ કારણભૂત થશે. તારી અશક્તિ પણ ઝપાટાબંધ ઓછી થશે."

કેશવ, તું આટલો ભલો શા માટે? કેશવ, તને થોડું ખરાબ થતાં ય ન આવડ્યું? મને તો ગાંડપણ નથી લાગ્યું?

## ૨૧

ક્યારેક ક્યારેક માસ્તર અમારે ત્યાં આવી જતા અને આમતેમની મઝાની વાતો સંભળાવી જતા. તેથી મન જરા મોકળું થતું. કોઇ કોઈ વાર દિવાકરની વાતો પણ નીકળતી. ડાક્ટર ઘણા દિવસથી અમારે ત્યાં આવ્યા ન હતા એ સાંભળી માસ્તરને પણ ઘણું આશ્ચર્ય થયું. એમણે પૂછ્યું—

“ડાક્ટર અહીં છેલ્લે ક્યારે આવ્યા’તા?”

“સત્યનારાયણની કથાના દિવસે.”

“કેવો વિચિત્ર માણસ છે! હશે, દવા તો ચાલુ છે ને?”

“દવા તો ચાલુ છે. પણ હવે દવા દવાખાનામાંથી આણવી પડતી નથી, પણ એણે લખી આપેલી દવા દવાવાળાને ત્યાંથી બાપુજી લઈ આવે છે.”

“આમ છે એટલે જ સવારી આ બાજુ પધારતી નથી. તો ય ચાર છ દિવસમાં એકાદ આંટો તો થવો જોઈતો હતો. લહેરી માણસ છે, એકાદ દિવસ પકડી લાવીશ અહીં.”

“ક્યારે લાવશો?”

“ગમે ત્યારે. બોલ, કાલે જ લાવું?”

“હા. જરૂર લાવજો.”

મારી અધીરાઈ જણવા ન દેવાના મારા પ્રયત્નો સફળ થયા. દિવાકરનો કોયડો હજી મને મૂંઝવતો હતો. એ કોયડાનો ઉકેલ હજી મળ્યો ન હતો, એટલે માસ્તર ગયા તે ક્ષણથી જ મેં એમના ફરી આવવાની આતુરતાપૂર્વક રાહ જોવા માંડી.

એક દિવસ ગયો, બીજો ગયો, ત્રીજો ગયો; પણ માસ્તરનો પત્તો જ નહિ. માસ્તરના ઉપર હું ખૂબ ચીડાઇ.

આખરે ચોથે દિવસે માસ્તર આવ્યા.

"વાહ માસ્તર, તમે તો ખૂબ કરી. બીજે દિવસે આવ્યા ખરા!"

"હું પણ શું કરું? તું અહીં મારી રાહ જોઈ થાકી હઈશ. હું મારે ઘરે એની રાહ જોતાં થાકયો. આવો વિચિત્ર માણસ આખી જીંદગીમાં મેં જોયો નથી. તે દિવસે હું અહીંથી નીકળ્યો અને સીધો એના દવાખાને પહોંચ્યો. વાતમાં ને વાતમાં મેં તેને અહીં આવવાનું કહ્યું, તો એ પણ કબૂલ. સાંજે મોટર લઇ ઘરે આવવાનો વાયદો પણ કરી બેઠો. હું તો વાટ જોતો બેસી રહ્યો, પણ ભાઇસાહેબનો પત્તો જ નહિ. બીજે દિવસે હું પાછો દવાખાને પહોંચ્યો. આવવાની વખતે જ ભાઇને કામ નીકળ્યું એટલે અવાયું નહિ. એણે બીજે દિવસે સાંજે આવવાનો વાયદો કર્યો. એ રામ એના એ. ત્રીજે દિવસ પાછો એની પાસે પહોંચ્યો. મને જોતાં જ એ તો હસવા લાગ્યો. હું કંઇ સ્વસ્તિવાચન શરૂ કરું તે પહેલાં જ એણે ચલાવ્યું–

'માસ્તર, નાહક કાળાંનાં ધોળાં થયાં. હું આવવાનો વાયદો કરું અને તમે રાહ જોતા બેસો એ જ તો નવાઇ. બધાં જ વચનો પૂરાં કરવાનું મનમાં લઉં અને પૂરાં ન થાય તેની ચિંતા કર્યાં કરું તો મારે તો આપઘાત જ કરવો પડે. જુઓ માસ્તર, વ્યાજ વસુલ કરવા આવતા પઠાણની માફક મારી બોચી પર બેસશો માં.' મેં એક વાર આવવા કહ્યું એટલે ગમે ત્યારે પણ આવવાનો તો ખરો જ. હું સાંજે આવવા કહું અને તમે બાકીનું બધું કામ કોરે મૂકી ગંભીરપણે મારા આવવાની રાહ જોતા ડોળા ફાડી

બેસી રહો, તો એ ફાટેલી આંખ જોઈને જ હું તમારા ઘર સુધી આવેલો પણ પાછો ભાગું. ગંભીરપણે મારા પર વિશ્વાસ મૂકનારની મને બીક લાગે છે. આટલા દિવસેય મારી ઉડાં ભણાવવાની ટેવ તમારા ધ્યાનમાં ન આવી? મારે તમને શું કહેવું?'—થઇ રહ્યું. છેવટે હું જ ગધેડો ઠર્યો. કાલ સાંજે આખરની રાહ જોઈ આજે તારે ત્યાં આવ્યો."

હું તો ડરી જ ગઈ. થોડી વાર પછી મેં માસ્તરને પૂછ્યું, "માસ્તર, ડોકટર અહીં આવવાનું જાણી જોઇને ટાળે છે, એવું તો તમને નથી લાગતું ને?"

"ના. એવું તો ન કહેવાય. પણ—" માસ્તર અચકાતાં બોલતા હતા.

"પણ શું?"

"જવા દે. નાની છોકરીઓ આગળ આવી વાત કહેવાનો અર્થ નહિ."

"વાહ રે વાહ! હજી હું નાની જ કે? અરે, મારો વર જીવતો હોત તો આજ તો હું ચાર છોકરાંની મા થઈ બેઠી હોત!"

"રામરામ! આવું ભળતું જ બોલતાં ક્યાંથી શીખી તું?"

"એમાં ભળતું ક્યાં આવ્યું? સાચું હતું એ કહ્યું."

"છટ્! ભળતું તો ખરું જ. ખરું હોય તે બોલવું જ જોઇએ? છોકરીઓ ભણવાથી બગડે, એ વાત સાચી."

"ખોટું ખોટું બોલવાને બદલે ખરું ખરું બોલવા માંડે એટલે બગડે, એમ ને?"

"ના, છેક એવું નહિ. પણ, પણ દેવબ્રાહ્મણ સમક્ષ, અગ્નિનારાયણ સમક્ષ જેની સાથે જન્મની ગાંઠ બંધાઈ ગઈ તેના

વિષે આવું બોલાય ખરું ?"

"કેવા દેવબ્રાહ્મણ અને કેવા અગ્નિનારાયણ! બે ચાર જણ મળી કંઇક કરવા માંડે; ઠગારા લોકો એને કંઇક મોટું નામ આપી દે; આપણા વડીલ એનું અંધ અનુકરણ કરે અને અમારૂં ભાવિ નિર્માણ થાય. લગ્ન પહેલાંની હું, લગ્ન પછીની હું, વૈધવ્ય દશાની હું અને આજની હું–નામ મહિમામાં ડુબેલા જગતમાં આ બધામાં કયું સ્થિત્યંતર થયું? મને એક વાત ન સમજાઇ. મારૂં લગ્ન શું કામ કર્યું? લગ્ન પછી મને સાસરે શા માટે મોકલી? પતિના મૃત્યુ પછી મારો ચાંદલો શું કામ ભુંસાયો?–આનો અર્થ મને હજી સમજાયો નથી. દેવ આંખ મીંચીને બેસે છે, બ્રાહ્મણ કંઇ ગણગણાટ કરે અને અમે સંસારના અગ્નિકુંડમાં કુદકો મારીએ. આવા એ "આંધળા પાડા'ના ખેલ."

"પહેલાં તો જે થયું તે થયું, પણ હવે બાંધવાની નવી ગાંઠનો તો અર્થ સમજાય છે ને? એ તો 'આંધળા પાડા'ના ખેલ નથી ને?"

"કોને ખબર?"

"એટલે?"

"ખરૂં જ કહું તો માસ્તર, મને તો એનો અર્થ પણ બરાબર સમજાતો નથી."

માસ્તરના મોં ઉપર ચોખ્ખું આશ્ચર્ય દેખાયું.

"તમે નવી પેઢીની છોકરીઓ એટલે સેતાનની સંતતિ. તમને સંશયપિશાચે ઘેરી લીધાં છે. તમે ક્યાં જઇ બેસશો અને શું કરશો, એ કહેવું પણ મુશ્કેલ. માનવબુદ્ધિ અપૂર્ણ હોવાથી ધર્મ અને દેવની જરૂર છે; પણ તમને એ વાત કેમ કરી ગળે ઉતરે? તમને તો સંશયસાગરમાં ડબૂકિયાં ખાવાનું જ ગમે. કૃષ્ણા,

જરા વિચાર કરતાં શીખ, નહિતર ક્યાંક અવળે માર્ગે જ ચઢી જઈશ. અમારા જેવા સાદાસીધા માણસો તો દેવધર્મના જુના-પુરાણા તુંબડાનો આશ્રય લઈને જેમતેમ પણ સંસારસાગર તરી જાય. કંઇ પણ આશ્રય વિના આ અફાટ સાગર તરવો મુશ્કેલ છે. પોતાના હાથ પગ હલાવીને જ તરવાની આશા રાખવી ખોટી. હાથ પગનું બળ પરિમિત છે. તે ક્યારેક તો થાકવાના જ. અને જીવ ડખૂકિયાં ખાવા લાગવાનો. એકાદ ડૂબકી ખાધી પછી રસાતળમાં પહોંચતાં કેટલી વાર? દિવાકરનેજ જુઓને? ન તો દેવ, ન ધર્મ. મનમાં આવે એમ વર્તવાનું. આમ જ તો સોના સરખા સંસારમાં પૂળો મૂકાયો. હવે રહ્યું છે ખરૂં કંઈ એનું ઠામઠેકાણું? હવે તો એણે હદ જ છાંડી છે."

"એટલે? એ કરે છે શું?"

"જવા દે ને એ વાત. આપણે એની શી પડી છે?"

"આમ શું કરો છો? સીધી વાત હોય તે કહોને."

"તમારા જેવી છોકરીઓએ આવી વાત સાંભળવી જોઇએ નહિ."

"પાછી એની એ વાત! દઉ કે એજ જવાબ? તમે આવી વાતો અમારાથી છૂપાવશો તો અમે જગતને ખરા સ્વરૂપે શી રીતે ઓળખી શકીશું? અને જગતની દુષ્ટતા સામે અમારૂં રક્ષણ શી રીતે કરી શકીશું?"

"તારો આટલો આગ્રહ છે તો બધું કહેવું પડશે. દિવાકર ખૂબ દારૂ પીએ છે એવું મેં માત્ર સાંભળ્યું હતું. તેને મેં ક્યારે ય દારૂ પીતાં જોયો ન હતો. પણ હમણાં તો તેનું આ વ્યસન વધતું જાય છે. પહેલાં જાતની શરમ છાંડી હતી, છતાં જગતની શરમ રાખવી હતી. પરંતુ હવે તો જગતની શરમ પણ એણે છાંડી

છે. દવાખાનામાં પણ છેક સામેના ટેબલ પર એક શીશી અને અખંડ ભરેલી દારૂની પ્યાલી પડયાં જ હોય છે.''

"દિવાકર માટે આટલી બધી લાગણી હોવા છતાં તમે એને કંઇ જ કહેતા નથી?''

"તે સાંભળે જ છે કયા કાકાનું? હું એના આગ્રહે પીવા ન માંડું તો ઉલટું મને જ ગાંડામાં ગણશે. એ મૂર્તિ કંઇ ઓછી વિચિત્ર નથી. એને સન્માર્ગે દોરવા મારો પ્રાણ પણ આપું એટલો એણે મારા ઉપર ઉપકાર કર્યો છે. મૂળે તો એ સુશીલ, સદ્‌ગુણી અને ઉદાર દિલનો છે. પણ પાશ્ચાત્ય સુધારણાના ચરણે એણે પોતાના જીવનની ધૂળધાણી કરી નાંખી છે.''

"આ દવાખાનાવાળો કાર્યક્રમ કયારથી શરૂ થયો?''

"એ તો મને ચોકકસ ખબર નથી.''

થોડી વાર શાંત રહી મેં પૂછ્યું,

"આપણે ત્યાં સત્યનારાયણની કથા થઇ તે પહેલાં આવું બનતું હતું?''

"ના. તે પહેલાં તો નહિ જ. કેશવરાય જોડે હું ઘણી વાર દવાખાનામાં જતો. પણ ત્યારે તો આવું જોવામાં આવતું નહિ.''

થોડી વારમાં માસ્તર ગયા. હું વિચારમાં પડી. સત્યનારાયણની કથા પહેલાં વ્યસન વધી પડયું ન હતું. કથા પછી વ્યસન વધતું ગયું. કથાને અને આને કંઇ સંબંધ હશે ખરો? આના મૂળમાં પેલી વાતચીત તો ન હોય ને? મારી તરંગમાળા અટકી. મેં જ અટકાવી. વિચારોનો અતૂટ પ્રવાહ મનને જે અવસ્થામાં ઘસડી જાય તે અવસ્થામાં ક્ષણભર પણ રહેવાની મારી ઇચ્છા ન હતી.

●

## ૨૨

મારી અશક્તિ ચાલી ગઈ હતી. બા અને બાપુ પણ એવું માનતાં થયાં હતાં. મારૂં વજન કરી જોવાની મને ઇચ્છા જાગી. એક દિવસ માસ્તર આવતાં મેં સહજ વાત કાઢી. તે બોલ્યા—

"એમાં શું ? ચાલો દિવાકરના દવાખાને."

અમે તરતજ નીકળી પડ્યાં, દવાખાનામાં પહોંચ્યાં. દિવાકર સામેજ બેઠો હતો. અમને જોતાંજ એણે એક નોકરને સામે મોકલ્યો. તે અમને બાજુના એક ઓરડામાં લઇ ગયો. માસ્તર દિવાકરને બોલાવવા ગયા. દિવાકરના દવાખાનામાં હું પહેલીજ વાર આવી હતી તેથી અથવા બીજા ગમે તે કારણે મને થોડો ગૂંગળાટ થયો. થોડીજ વારમાં માસ્તર આવ્યા. 'દિવાકર આવે છે' કહી બીજી વાતોએ ચઢ્યા. થોડીજ વારમાં એક માણસ કાંટો લઇ આવ્યો. મેં વજન કરી લીધું. પહેલાંના જેટલું નહિ, તો પણ હું મુંબઈ હતી ત્યારના કરતાં મારૂં વજન વધ્યું હતું. મેં ઠીક સંતોષ અનુભવ્યો.

અમે ઘણી વાર સુધી બેઠાં. દિવાકર આવે એવું દેખાયું નહિ. એટલે થાકીને માસ્તર ત્યાં ગયા અને ખબર લઇને તરતજ પાછા આવ્યા. દિવાકર કંઇક કામે બહાર ગયો હતો. એ વિચિત્ર માણસ અમને જરા વારમાં આવવાનું કહી કંઈ પણ કહ્યા સિવાય બહાર નીકળી ગયો હતો. માસ્તરે ચીડાતાં ચીડાતાં જવાની તૈયારી કરવા માંડી.

અમે પાછાં ઘરે આવ્યાં. માસ્તર પોતાના ઘરે ગયા. દિવાકર મને મળવાનું મુદ્દામ ટાળે છે એવી મારી પક્કી ખાતરી થઈ.

બીજે દિવસે માસ્તરે આવી કહેવા માંડયું-

"જોઈ મઝા ? કાલે હું અહીંથી ઘરે ગયો તો દિવાકરની મોટર બારણામાં ઉભેલી. ભાઈ અમારાં ઘરવાળાં સાથે ગપ્પાં હાંકતા બેઠેલા. મને જોતાંજ એણે ચલાવ્યું, 'અરે માસ્તર ! તમે આવ્યા શું ને ગયા શું ? મને એક જરૂરનું કામ યાદ આવ્યું એટલે મારે બહાર જવું પડયું. હું પાંચ મિનિટમાં તો પાછો આવ્યો, જોયું તો તમે તો ચાલ્યા ગયેલાં.' મેં તેને થોડી સંભળાવી.-હશે જવા દો એ વાત. એ કહે છે કે હવે તું ફરવા ફરવા જાય તો કંઈજ વાંધો નથી. પહેલાં જઈ શકાય એટલું ધીમે ધીમે જવું. થોડું થોડું ચાલવાનું વધારતા જવું સાંજ કરતાં સવારે જવું ઠીક. ધૂળનો ત્રાસ નહિ."

'કયાં જવું ? કોની સાથે જવું ?' એવા પ્રશ્નો થતાંજ માસ્તરે કહ્યું, "હુંજ દરરોજ સવારે આવું તો એમાં વળી વિચારવાનું શું હતું ?"

અમે રોજ સવારે ફરવા જવાનું નક્કી કર્યું. ફરવા જવાની શરૂઆત પણ થઇ ગઇ. મારામાં નવું ચેતન આવતું લાગ્યું. આટલા દિવસ ગોંધાઈ રહેલી હોવાથી બહારનું જગત પારકું થયું હતું. શરૂઆતમાં તો સારી સૃષ્ટિ નવીન જ લાગતી—

મારામાં સૃષ્ટિને નીરખવાની નવી દૃષ્ટિ આવી હતી !

## ૨૩

ધીમે ધીમે અમે લાંબે સુધી ફરવા જવા માંડયું હતું. એક દિવસ ગામ બહારના નિર્જન રસ્તે જતાં થોડે દૂર મેં એક સુંદર બંગલો જોયો. એની સામે એક સુંદર બાગ પણ હતો.

"માસ્તર, આ બંગલો કોનો?"

માસ્તરે નજર કરી જોયું. "હાં. એ તો સ્વરૂપ, અરે દિવાકરનો બંગલો. જઇશું? થોડાં ફુલ પણ લઇ આવીશું પૂજા માટે ફુલ શોધવા બીજે કયાંય જવાનું મટે."

હું થોડી જ ના કહેવાની હતી? મને તો ભાવતું હતું ને વૈદ્યે કહ્યું. બંગલો નજીક આવતો ગયો તેમ મારા મનની અસ્વસ્થતા વધવા લાગી. મનમાં ચાલતી એ ભાંજગડ અવર્ણનીય હતી.

અમે બાગમાં પ્રવેશ્યાં. મને કથાનો દિવસ યાદ આવ્યો.

બાગ એટલો સુંદર હતો, ફુલો એટલાં મોહક અને મનોરમ હતાં કે હું આનંદથી ગાંડી બની જતી હતી. મારી વૃત્તિને હું મહા મુશ્કેલીથી કાબુમાં રાખી શકી.

ઉછળતી વૃત્તિને દાબવા શબ્દો ખૂબ ઉપયોગી થઇ પડે છે, એવું લાગતાં મેં વાતની શરૂઆત કરી,

"માસ્તર, ફુલ લઈ આપણે પાછાં જ જઇએ. આટલી વારમાં દિવાકર ઉઠયો પણ નહિ હોય."

"એ ઉઠયો છે કે નહિ તે જોઇ આવું?"

"તે જોવાની શી જરૂર છે? આપણે આપણે ફુલ લઈ પાછા ફરીએ. દિવાકર મળી ગયો તો મોડું થશે."

"હા. એ પણ ખરૂં. તું અહીં જ થોભ. સાહેબ ઉઠયા

છે કે નહિ તે જોઈને હું તરત જ પાછો આવું છું. અહીં આવીને મળ્યા વિના જવાયું તો મારું તો મોત જ આવ્યું જાણો.''

માસ્તર બંગલા તરફ વળી ગયા. નકામા ઉભા રહેવા કરતાં ફુલો તોડવા માંડું તો ઠીક એમ ધારી મેં ફુલો તોડવા બાગમાં આમતેમ ભમવા માંડયું. એક વળાંક લેતાં મેં ગુલાબનું એક સુંદર ફુલ જોયું. તે તોડવા હું લગભગ દોડી. પણ અતિશય આનંદમાં મને એ જણાયું નહિ. ફુલ તોડતાં મેં કોઇનાં પગલાંનો અવાજ સાંભળ્યો. મેં પાછા વળી જોયું તો દિવાકર—!

હું તો ડરીજ ગઈ. પણ મને તો મારા કરતાં દિવાકરજ વધારે ગભરાઈ ગયેલો લાગ્યો. પોતાની દૃષ્ટિ ઉપર વિશ્વાસ મૂકવો કે નહિ એવો એને પ્રશ્ન થયો હશે?

"તમે અહીં ક્યાંથી?"

"ફૂલની ચોરી કરવા. આ ફૂલ કેટલો ત્રાસ આપે છે? તૂટતુંજ નથી ને."

લાંબેથી પકડી તોડતાં ફૂલ જલદી તૂટતું ન હતું.

"ઉભાં રહો, હું તોડી દઉં." દિવાકર આગળ વધતાં બોલ્યો.

પણ મને એ કેમ ગમે? મેં એ ફૂલ તોડવાનો જોરદાર પ્રયત્ન કર્યો. તેમાં એક કાંટો એવા જોરથી લાગ્યો કે 'ઓ મા' કરી મેં એ ફૂલ છોડી દીધું. આંગળીમાંથી લોહીની ટશર ફૂટી. મેં તરતજ તે આંગળી સંતાડી.

"લાગ્યો ને કાંટો? મેં ઉભા રહેવા કહ્યું તે સાંભળ્યું નહિ. વધારે તો લાગ્યું નથી ને? જોઉં."

"ના. વધારે લાગ્યું નથી. માત્ર સહેજ લોહી નીકળ્યું છે."

ખરૂં કહું તો કાંટો બરાબર બેઠો હતો. અગન પણ ઘણી ઉઠતી હતી.

"જોઉં. આંગળી બતાવો તો."

હું આંગળી બતાવતી નો'તી એ જોઈ દિવાકરે કાંડું પકડી મારો હાથ ઊંચક્યો.

"ઠીક લોહી નીકળ્યું છે, કેમ ? જુઓ, એમ કરો. ત્યાં હોજમાં પાણી વહે છે, તેમાં હાથ ધરી રાખો; એટલે તુરતજ બંધ થઈ જશે." આટલું કહેતાં એણે મારો હાથ છોડી દીધો.

વાત તો કંઈજ બની ન હતી, પણ......

"આ ફૂલ લીધા સિવાય હું ખસવાની નથી."

"હું એ ફૂલ તોડી દઉં છું. તમે પહેલાં આગળ જાઓ અને પાણીમાં આંગળી બોળી રાખો."

હું પાણીના હોજ પાસે ગઈ. દિવાકર ફૂલ તોડીને આવ્યો ત્યારે મારી આંગળીમાંથી વહેતું લોહી બંધ થવા આવ્યું હતું. તોયે હોજ પાસે બેસી રહી મેં પાણીમાંજ આંગળી રાખી મૂકી હતી. દિવાકરે હોજની બીજી બાજુએ થોડે અંતરે બેસતાં મારા હાથમાં ફૂલ મૂક્યું.

"મારા બાગનાં ફૂલ તોડતાં શી શિક્ષા વેઠવી પડે છે, એ તો સમજાયું ને હવે ?" દિવાકર અર્થપૂર્ણ રીતે હસતાં બોલ્યો.

"હાં. પણ એ શિક્ષાથી ડરી ફૂલ તોડવાનું હું થોડુંજ રહેવા દઉં છું ?"

"તમે નહિ રહો તો મારે તમને અટકાવવાં પડશે. હશે, પણ તમે આવ્યાં કેમ ?"

"કેમ આવી એટલે ? ચાલીને વળી. મેં તમારે મોંએજ નો'તું કહ્યું કે તમે ના પાડશો તોય તમારો બાગ જોવા હું આવવાની છું. તે વખતે તમે મને ઝેરી સાપની અને બીજી કેવી કેવી બીક બતાવી હતી ?"

"એ બીક ન હતી, એ તો ખરી વાત હતી."

"હતી! પણ હવે તો નથી ને? મેં બાગમાં આવવાની ઇચ્છા કરી ત્યાંજ તમારા ઝેરી સાપોએ ભાગવા માંડ્યું. ખરૂં ને?"

"એમ પણ બન્યું હોય. પણ જવા દો એ વાત. તમે અહીં આવ્યાં કેવી રીતે, તે કહો. એકલાં જ આવ્યાં છો?"

"હા." મેં હસતાં હસતાં જવાબ આપ્યો. મારા હસવામાં રહેલું તોફાન એણે ઓળખી લીધું.

"જુઠું. બોલો, કોની સાથે આવ્યાં છો?"

"હું એકલી ન આવી શકું?"

"નહિ જ. કોણ આવ્યું છે તમારી સાથે? બાપુજી આવ્યા છે?"

"ના. માસ્તર આવ્યા છે."

"માસ્તર! ક્યાં ગયા એ?"

"તમે આટલા વહેલા ઉઠયા છો કે નહિ એ જોવા માટે એ બંગલા તરફ ગયા અને મે બાગમાં ફરવા માંડયું."

"એમ બાબત છે? ચાલો ત્યારે એને ખોળીએ."

અમે ઉઠયાં. સૂર્ય ઉગ્યાને થોડી જ વાર થઈ હતી. સૂર્યના સુવર્ણરંગી કિરણોથી બાગની શોભા વધી ગઈ હતી. પવન પણ મધુર મધુર વાતો હતો. પવનની લહેરમાં વૃક્ષનો સારો સંસાર ડોલતો હતો. દિવાકરે એક વાર મારા તરફ નજર ફેરવી. પણ તરત જ એણે દષ્ટિ સૂર્ય તરફ ફેરવી લીધી. અમે બંગલા તરફ ચાલવા માંડ્યું. બંગલા પાસે પહોંચતાં સુધીમાં દિવાકરે એકે વાર મારા તરફ જોયું નહિ.

અમે બંગલા નજીક પહોંચ્યાં ત્યાં માસ્તર સામેથી આવતા દેખાયા. તેમણે પીછોડીને છેડે ફુલો બાંધ્યાં હતાં. તે બોલ્યા,

"વાહ! ખૂબ કરી. તમને શોધવા બંગલામાં આવ્યો ત્યાં તમારો પત્તોજ નહિ."

"તમે મને હંમેશ ખોટે ઠેકાણેજ શોધવાના."

"માસ્તર, મને તો એ શોધ્યા વિનાજ જડયા! હવે ચાલવું છે ને ઘરે?"

"હા, હા. ચાલવાના નહિ તો શું કરશું?"

"કયાં જશો માસ્તર? ચ્હા લીધા સિવાય તમારો છૂટકો થવાનો નથી."

"ચ્હાની વાત માંડી વાળો. અમને ખૂબ મોડું થશે અને તાપ પણ થશેજ ને?" મેં બહાનું કાઢયું.

"તેની ચિંતા ન કરશો. હું તમને મારી મોટરમાં ઘરે પહોંચાડી દઇશ. જુઓ. મોટરની વાત સાંભળતાં તો માસ્તરના પગ જમીનને ચોંટી ગયા. ચ્હા અને મોટર મળવાનાં હોય ત્યાં પછી માસ્તર હાલેજ શાના?"

"સાચું કે માસ્તર? એવુંજ હોય તો તમે રહો અહીં ચ્હા પીવા. હું તો મારે જઇશ એકલી."

"ચાલો, ચાલો. ગાંડાં શાનાં કાઢો છો?" જરા અધિકાર-યુક્ત સ્વરે દિવાકર બોલ્યો. બોલ્યા સિવાયજ મેં એમની પાછળ ચાલવા માંડયું.

●

## ૨૪

હું ઘરે પાછી આવી ત્યાં કેશવનો પત્ર મારી રાહ જોતો પડયો હતો. પરબીડિયું ભારે હતું. મારૂં હૃદય જોરથી ધબકવા માંડયું. મેં પત્ર વાંચ્યો. પત્રમાં નવીન કંઇ જ ન હતું.



## ૨૫

દિવાકર અમારે ત્યાં વારંવાર આવવા લાગ્યો. પહેલાં જેવીજ મજાની વાતોમાં વખત જવા લાગ્યો. બા અને બાપુ કામમાં હોય એટલે અમે બે જ જણાં વાતો કર્યા કરતાં.

દિવાકરના સ્વભાવની ગૂંચ ઠીકઠીક ઉકલવા લાગી હતી. પણ એના સ્વભાવે એના જીવનનો કોયડો ઉકેલવામાં કંઇ ખાસ મદદ કરી નહિ. એ તો પહેલાં જેટલો જ ગૂઢ રહ્યો. અમારૂં ઓળખાણ મૈત્રિને માર્ગે આગળ વધવા લાગ્યું. મૈત્રિ થઈ પણ હશે. પરંતુ આ અતિ પરિચય અને નિત્યના સહવાસે અમારામાં કંઇક પરિવર્તન થતું હતું એવું મને લાગ્યું. અમે દિલ ખોલીને કંઈ પણ વાતો કરી શકતાં નહિ. અમારો વખત મજાની પણ નકામી અને જીવન સાથે સંબંધ

વિનાની વાતોમાંજ પૂરો થતો. એકમેકનાં જીવન-રહસ્યો એક બીજાને જાણવા ન દેવાની જાણે અમારી વચ્ચે હરિફાઈ ચાલતી.

પણ ક્યારે ક્યારે એકાદ વાક્ય, એકાદ શબ્દ સહજ નીકળી પડી મારી આ શંકાને ભૂલવી દેવા મથતાં.



## ૨૬

ચૈત્ર માસ હતો. હળદીકંકુના દિવસો હોવાથી બા બહાર ગઈ હતી. ઘરમાં હું એકલીજ હતી. કપાળનો ચાંદલો ભુંસાયો કે હળદીકંકુ કાયમને માટે ભૂલવું પડે. વૈધવ્યની વિશિષ્ટ પ્રકારની વિષમતાને તો હું પાર કરી ગઈ હતી, તો પણ આવા પ્રસંગે વિધવાજીવનની વિષમતા મનને સ્પર્શ્યા સિવાય રહેતી નહિ. સિત્તેર વર્ષની સૌભાગ્યવતી બનીઠની ઘરઘર ફરે તેને અપશુકન ન થાય માટે સત્તર વર્ષની અથવા તેથીય નાની વયની વિધવાને ઘરમાં બેસી રહેવું પડે. પતિના મૃત્યુનું કારણ એજ હોય તેમ એને આવી જન્મટીપની સજા ભોગવવી પડે ! છતાં બીજી વિધવાઓ કરતાં મારી પરિસ્થિતિ અને મારા માનસનું ઘડતર જુદાજ પ્રકારનાં હોવાથી ઘરમાં બેસી રહેતાં મને જરા પણ ખોટું લાગતું નહિ.

દિવાકર ઘણુંખરૂં દરરોજ સાંજે અમારે ત્યાં આવતો. આજે વખત થઇ ગયો હોવા છતાં એ આવ્યો ન હતો. એને

પહેલી જ વાર મોડું થયું હતું એવું નો'તું. તોય આજે એ આવ્યો નહિ. એટલે હું કંઇક ઉદાસ થઈ બેઠી હતી. હું બારીમાંથી રસ્તા પર જોતી હતી. તરેહતરેહનાં ઠાઠમાઠ કરી રસ્તા પરથી બૈરાંઓ જતાં હતાં: કોઈ પગપાળાં, તો કોઈ ટાંગામાં, તો કોઈ વૈભવનું પ્રદર્શન કરતાં મોટરમાં. પણ આ વૈભવ બાહ્યાંગ પૂરતો જ હતો, આ ઠાઠ ઉપરનો જ હતો. મારી સામેથી જતી સ્ત્રીઓમાં મને એક જ ભાવ દેખાયો-ઉદાસીનતા.

હળદીકંકુ માટે કરવો જ જોઇએ એટલે સૌએ ઠઠારો કર્યો લાગતો હતો. વસંતમાં નિસર્ગે નવચેતન સ્ફુરે છે, સારી સૃષ્ટિ સમુલ્લાસ ધારે છે. અને તે જોઇ મન પણ ઉલ્લસિત બને છે, ઉત્સવપ્રિય બને છે. વસંતગૌરીના પૂજન માટે જતી એક પણ સ્ત્રીના મુખ પર મને વસંતનો ઉલ્લાસ દેખાતો ન હતો. ફરજિયાત કરેલી વાતમાં દમ પણ ક્યાંથી હોય? નિસર્ગમાંના નવચૈતન્ય સાથે સહેલાઇથી એક રૂપ થનારી બાલવૃત્તિ વિકાસ પામે ન પામે, ત્યાં જ અનિચ્છિત વિવાહિત જીવન અને સાસરાના અનૈસર્ગિગ વાતાવરણમાં એનો પ્રવેશ થાય. ત્યાં જ—ત્યારેજ સારીય કોમળ વૃત્તિઓ કરમાવા માંડે. પછીનું આયુષ્ય દુનિયાની નજરે ગમે તેટલા એશઆરામનું હોય તો પણ એક વાર કરમાયેલી વેલ ફરી ખીલતી નથી. એના ચહેરા પર અકાલ ઠાવકાશ અને વૃદ્ધત્વ કાયમનાં આવી વસે છે. હૃદયના અવસાન સાથે દેહના અવસાનને કંઇજ સંબંધ નથી. એટલેજ મનુષ્ય જીવતું રહે છે. કુદરતના, સર્વ જગતના સૌંદર્ય સાથે એક થનારૂં મન આપણું હતું એ પણ ભૂલાઈ જાય છે. વસંતગૌરીને વધામણે સજ્જ થયેલી કોઇ પણ સ્ત્રીને સૌંદર્યનું સહેજ પણ ભાન ન હતું.

ગૌરીપૂજન માત્ર ધાર્મિક વાતજ બની ગઇ. પાપપુણ્ય સાથે

તેનો સંબંધ ઠર્યો. નૈસર્ગિક મનોભાવનું પાપી ભીરુતામાં રૂપાન્તર થયું. દર વર્ષે ગૌરીપૂજન થવુંજ જોઇએ, પૂજન ન થયું તો પાપ લાગે. પાંચ સૌભાગ્યવતીઓને ત્યાં જઈ પરસ્પર મંગળ ન ઇચ્છે તો સૌભાગ્ય પર ઘાડ આવે : આવા અનેક વહેમે સ્ત્રીઓના મનને ભીરુ બનાવી દીધું. વસંતગૌરીના પૂજનમાંથી વસંતનું મહત્વ જતું રહ્યું. અને ગૌરીપૂજન શુષ્ક લોકાચાર બની ગયું. સૌંદર્યનો ખ્યાલ ભુલાઈ ગયો.

સામેથી જતી સ્ત્રીઓ મને તો શણગારેલાં શબ જેવી લાગતી હતી.

મને આમ ચારે કોર ઉદાસીનતા દેખાતી હતી. મારૂં મન પણ ઉદાસ થઈ ગયું. મારો સર્વ ઉત્સાહ ઉડી ગયો. દિવાકરની આવવાની હું દરરોજ ઉત્સુકતાપૂર્વક રાહ જોતી. આજે તો એની રાહ જોવાનો ઉત્સાહ પણ રહ્યો નહિ. ઘણા દિવસથી આવી વૃત્તિ અનુભવી ન હતી.

મને પહેલાંની ઉદાસીનતા યાદ આવી.

આ વૃત્તિ કેમ ભૂલાઈ હતી ? દિવાકરની ઓળખાણ થયા પછી મેં આવી ઉદાસ વૃત્તિ અનુભવી ન હતી. દિવાકરની ઓળખાણ થવાને અને ઉદાસીનતાના અદૃશ્ય થવાને કંઇ સંબંધ ખરો ? દિવાકરના જીવનનો આંટીઘૂંટીવાળો કોયડો ઉકેલવાની ધૂનમાં મારી એ ઉદાસીનતા ભુલાઈ હશે ? મારે એ કોયડા સાથે શું ? કોયડાનું વાસ્તવિક સ્વરૂપ ગમે તે હોય તેની સાથે મારે શો સંબંધ ? ઉદાસીનતા–કાયમની ઉદાસીનતા એજ મારૂં ભાવિ ! જગતની દૃષ્ટિએ હું બીજી સ્ત્રીઓના માફક સુખી થઇશ; તો પણ મારી ઉદાસીનતા ઓછી થશે ખરી ? અશક્ય.

ઘરમાં બેસી રહેવાનો કંટાળો આવવા લાગ્યો. એકલાં એકલાં ક્યાંક ફરી આવવાનું મન થયું. ચંપલ પહેરી હું નીકળી

પડી. નીકળતાં થયું, 'દિવાકર ઘરે આવ્યો તો ?' મારા પગ અટક્યા. મારાથી એકલા બેસી રહેવાય એમ પણ ન હતું. એટલે નોકરને કહી હું ફરવા ચાલી ગઈ.



## ૨૭

દરરોજના પ્રમાણમાં હું ઉતાવળે ચાલતી હતી. ક્યારે ગામ બહાર નીકળી જાઉં એવું થતું હતું. પાંચ દશ મિનિટમાં હું ગામ બહાર આવી ચઢી. એકાન્ત મળતાંજ મેં છૂટકારાનો દમ ખેંચ્યો.

ગામથી થોડે દૂર ગઈ હઈશ ત્યાં તો મોટરનું ભૂંગળું સંભળાયું. હું રસ્તાની બાજુએ સરકું તે પહેલાંજ મોટર મારી સામે આવી અટકી. મેં ઉંચે જોયું તો દિવાકર.

"ક્યાં નીકળ્યાં ?" એણે પ્રશ્ન કર્યો.

"ફરવા. અને તમે ?"

"હું તમારે ત્યાં આવવા નીકળ્યો હતો."

"સાચેજ ?"

"તમને સાચું નથી લાગતું ? ગાડીમાં બેસો, અને જુઓ, હું તમારે ઘરે જાઉં છું કે નહિ તે."

હું મોટરમાં જઇ બેઠી. મારે આજે ઝાઝું બોલવું નો'તું. એટલે આનાકાની કરાવ્યા વિનાજ હું અંદર બેઠી. મારી ઉદાસીનતા ઓછી થઈ ન હતી.

"ઘરે જવું છે કે ફરવા ?"

"ગમે ત્યાં."

"ગમે ત્યાં ?" દિવાકરે જરા આશ્ચર્યથી પૂછ્યું.

"હા. ગમે ત્યાં." મેં ફરી જવાબ આપ્યો.

ગાડી ચાલુ થઈ.

ગાડી કયાં જતી હતી એનું મને થોડી વાર તો ધ્યાન જ ન રહ્યું. ગામથી એકએક માઇલ દૂર એક ડુંગરો હતો. એ પર વળાણવાળો એક રસ્તો હતો. ડુંગરા પર મોટર ચઢવા લાગી ત્યારે હું વિચારમાંથી જાગી. આ ડુંગરા પર એક તળાવ હતું. તળાવ આવતાં જ દિવાકરે મોટર થોભાવી અને એક બાજુએ ઊભી કરી.

ગાડીમાંથી ઊતરી અમે તળાવ કાંઠે ફરવા માંડયું. અમે ફરતાં હતાં તે તળાવની બાજુ ગામથી તદ્દન દૂર હતી. ગામની બાજુએ પાણી રોકવા એક બંધ બાંધ્યો હતો. ગામના લોકો ત્યાં ફરવા આવતાં. લોકોની સગવડ માટે ત્યાં બેઠક વગેરેની સોઇ કરવામાં આવી હતી. અમે ફરતાં હતાં તે બાજુએ હું પહેલાં કદી પણ આવી ન હતી. એ બાજુ કેટલી શાન્ત અને રમણીય હતી ! અમે એકમેક સાથે બોલ્યા સિવાય જ ચાલતાં હતાં. થોડી વાર ફરી અમે એક 'હરિયાળી'માં બેઠાં.

"આજે તમને ઠીક નથી લાગતું ?"

"ઠીક શા માટે ન હોય ?"

"મેં ડૉક્ટરના નાતે આ પ્રશ્ન પૂછયો નથી."

"તો મેં દરદીના નાતે ઉત્તર દીધો નથી."

"તોય આજે તમે ઠીક લાગતાં નથી."

"હું કેવી લાગું છું એ મારાથી કેમ કહેવાય ?"

"પોતાને ગમ ન પડે ત્યારે બીજાં કહે તે માનવું જોઇએ.

આજે તમને શું થયું છે?"

હું કંઈ જ બોલી નહિ.

"તમારે કહેવું ન હોય તો મારો એવો આગ્રહ પણ નથી. હું તમારા વિશ્વાસને પાત્ર નથી. મને માત્ર આજે કંઇક ઠીક લાગે છે. આ ક્ષણે તો મારા જેવો સુખી જગતમાં ભાગ્યે જ કોઈ હશે. આનું બધું શ્રેય તમને."

દિવાકરનો ચહેરો ગંભીર થઈ ગયો. ન બોલવાનું બોલી જવાયું હોય તેમ એ નરમ થઇ ગયો. એની આંખમાં પાણી ભરાઇ આવ્યાં લાગ્યાં. મેં પહેલાં ક્યારે ય એને આવી અવસ્થામાં જોયો ન હતો. હું કંઇ જ બોલી નહિ. પણ મારી તંદ્રામાંથી હું જાગી ગઈ ખરી. દિવાકરનું કહ્યું મેં બરાબર સાંભળ્યું ન હતું. એટલે હવે પછી એ શું કહે છે તે સાંભળી લેવા હું એકચિત્ત બની. થોડી વારે દિવાકરે બોલવા માંડયું,

"મારા બોલવાનો અવળો અર્થ કરશો નહિ. તમે મારી સાથે આજ સુધી એવી મમતાથી વર્ત્યાં છો કે મારા સારા જીવનમાં મેં એવી મમતા અનુભવી ન હતી."

દિવાકર ક્ષણભર અટક્યો. એની દૃષ્ટિ તળાવનાં પાણી પર સ્થિર થઇ હતી. એના ચહેરા ઉપર એક પ્રકારની ખિન્નતા છવાઇ ગઇ. એણે આગળ બોલવા માંડયું,

"સાત વર્ષ પૂર્વે અમારૂં લગ્ન થયું. તે વેળા હું તદ્દન નિરાધાર હતો. એમ. બી. બી. એસ. ની ઉપાધિ સિવાય મારી પાસે બીજી પૂંજી ન હતી. શકુન્તલા એક શ્રીમંત સુધારકની પુત્રી હતી. મારી કર્તવ્ય-પરાયણતા ઉપર એને આસ્થા હતી. મારી માંગણીનો એણે સ્વીકાર કર્યો, ત્યારે મારી જાતને મેં સર્વથી સુખી માની. હું ધંધાર્થે અહીં આવ્યો. શરૂઆતમાં એકાદ વર્ષ તો મારી આવક નહિ જેવી જ રહી. શકુન્તલાને

એના મહિયર જેટલો વૈભવ હું આપી શક્યો નહિ. એનું મને ખૂબ દુઃખ થતું, મારૂં હૃદય ચિરાતું. અને એ જ વર્ષો દરમ્યાન મારા સંસારના સ્વર્ગનાં સ્વપ્નોને ઊડી જવાનો વખત આવ્યો.

"શકુન્તલા સંસ્કારે ગાંભીર્યપ્રિય હતી. મારી વૃત્તિમાં ગાંભીર્ય નહિ પણ ટીખળ હતું. મારૂં વર્તન શકુન્તલા સમજી શકતી નહિ. નાની નાની વાતોમાં અમે ઝઘડવા માંડયું. હું દર વેળા નમતું આપવાનો પ્રયત્ન કરતો અને વાત વધતી અટકતી. છેવટે તો મારી સહનશીલતાની હદ પણ આવી રહી. સ્નેહલગ્ન પછીનું જીવન પણ આવું કટુતાપૂર્ણ હોય છે એની કલ્પના મને સ્વપ્નમાં પણ આવી ન હતી......એક દિવસ એક મિત્રને ત્યાં મિજબાની હતી. એ વખતે હું તદ્દન નિર્વ્યસની હતો. પરંતુ ત્યાં એક મિત્રના આગ્રહને વશ થઇ મેં બીડી પીધી. મને જ એ ગમ્યું નો'તું. તે પછી હું બીડી પીઉં એવું બનવાનું પણ ન હતું. ઘરે આવી ગંમતમાં ને ગંમતમાં શકુન્તલાને મેં બીડી પીધાની વાત કહી. સાંભળતાં જ તે મારા પર એવી તો ચિડાઈ! તે વેળાની એની મુખમુદ્રાનું મને સ્મરણ થઈ આવે છે ત્યારે હજીયે મારૂં શરીર ધ્રૂજી ઉઠે છે. મેં મારી ભૂલ સ્વીકારી, ફરી બીડી ન પીવાનું મેં વચન પણ આપ્યું. છતાં એનો ક્રોધ, એના મનનો સંતાપ ઓછા થયા નહિ. જાણે બીડી પીવાથી મારો ભયંકર અધઃપાત થઈ ગયો હોયને! મારી સહનશીલતાનો રહ્યોસહ્યો અંશ પણ ત્યારે ઉડી ગયો. હું બહાર નીકળી પડયો, સીગારેટનો એક ડબ્બો વેચાતો લઇ આવ્યો. શકુન્તલાનો સંતાપ હજી શમ્યો ન હતો. મેં એક પછી એક સીગારેટ પીધે રાખી. શકુન્તલા ક્રોધથી, સંતાપથી લાલ થઇ ગઈ. મારા ચહેરા પર સીગારેટ પીધે રાખવાનો નિશ્ચય જોઈ એ કંઇ પણ બોલી નહિ. તે એકદમ ઓરડામાંથી બહાર નીકળી ગઈ. મેં આખી રાત સીગારેટ પીધે

રાખી. એક પૂરી થતાં બીજી શરૂ થતી. મારા સંસારની આ હોળી જ થાય છે એમ મને લાગ્યું !

"શકુન્તલાને સમાજ સુધારાનું ગાંડપણ લાગ્યું હતું. એ બી. એ. થઈ હતી. પોતાના જ્ઞાનનો લાભ અન્ય સ્ત્રીઓ પણ ઉઠાવે એવી એની ભાવના હતી. એણે અહીં એક સ્ત્રી સમાજ સ્થાપ્યો. બપોરે બારથી પાંચ એ ત્યાં જતી. કોઈ વાર સવારે પણ તે કામ નિમિત્તે એને બહાર જવાનું થતું. એનાં અથાગ પરિશ્રમ અને સેવા બદલ એની ઠેરઠેર પ્રશંસા થવા લાગી. હું દવાખાનામાં સવારે જતો. દરદીઓને તપાસતાં, સાયકલ લઈ દરદીઓને ત્યાં રખડતાં બાર—અને ક્યારેક એક પણ વાગી જતો. શરૂઆતમાં આવક ઓછી હતી. એટલે મેં એક ધર્માદા દવાખાનામાં નોકરી લીધી. હું થાકીપાકીને ઘરે આવતો, ત્યાં શકુન્તલા જમીકરી સમાજમાં પહોંચી જ હોય. એવે વખતે મને શું થતું હશે, તે તમે કલ્પી પણ ન શકો. તેણે પીરસી રાખેલી થાળી શોધી લઈ હું મૂગો-મૂગો જમી લેતો અને મારી ભૂખ ભાંગતો. પાછલા પહોરે જાતે જ ચહા બનાવી પી લઈ મારા કામે નીકળી જતો. આ પ્રકારનાં પગરણ લગભગ અમારા લગ્નજીવનની શરૂઆતથી જ થયાં. સમાજસેવાર્થે મારા વૈયક્તિક જીવનમાં થોડી અગવડો વેઠી લેવી પડે તેથી શું? ભણેલી અને અભણ સ્ત્રીમાં ફરક તો હોય જ ને? એની સમાજસેવા બદલ મેં એને ક્યારેય દોષ દીધો નહોતો, પણ તાપ તડકામાંથી થાક્યો પાક્યો ઘરે આવ્યો હોઉં ત્યાં શકુન્તલા હોય તો સારૂં એવું મનમાં થતું. સમાજને ખાતર પણ આવું મનમાં ન લાવવાના મેં ખૂબ પ્રયત્ન કર્યા. પણ તે પ્રયત્નો નિષ્ફળ ગયા. એને દોષ ન દેવો અને એના કાર્યની આડે ન આવવું, એટલું જ હું કરી શકું તેમ હતું. અને એમ કરવામાં હું ચૂક્યો પણ નથી. પણ... શું?

કોને કહું ?

"શકુન્તલા પ્રસિદ્ધિના પ્રકાશમાં આવી. તેના કાર્યની વર્તમાનપત્રોમાં અને મંડળોમાં ખૂબ પ્રશંસા થવા લાગી. શકુન્તલાનો ઉત્સાહ દ્વિગુણિત થયો અને એની પ્રવૃત્તિઓ પણ વધી.

"હું થાક્યોપાક્યો ઘરે આવ્યો હોઉં ત્યારે એ હોય તો મને સંતોષ રહે એવું સૂચન ક્યારેક મારાથી થઈ જતું. પણ ત્યાં તો 'સમાજ સેવા મહાત્મ્ય' શરૂ થઈ જતું. મારાથી થઈ ગયેલી ભૂલ બદલ મારે માફી માંગવી પડતી.

"આવી પરિસ્થિતિમાં નાની નાની તકરારો અનિવાર્ય હતી. પણ સીગારેટવાળા પ્રસંગ પહેલાં વાત કંઈ વધી ગઈ ન હતી. તે દિવસથી મારી વૃત્તિમાં પલટો આવવા માંડયો. છતાં આનો અર્થ એને સમજાશે અને બધું ઠીક થઈ જશે એમ હું માનતો. પણ વિધિએ બીજું જ કંઈ નિર્મ્યું હતું.

"ધર્માદા દવાખાનામાં કામ કરતાં ગામનાં હરેક પ્રકારનાં લોક સાથે હું સંબંધમાં આવ્યો. મારી ખ્યાતિ પણ વધી. મને પૈસા પણ ઠીક મળવા લાગ્યા.

"ધર્માર્થ દવાખાનાનું કામ વધ્યું એટલે એક સ્ત્રીચિકિત્સકની નિમણૂક થઈ. આ બાઈનું નામ હતું કમલાબાઈ. એ વિધવા હતી, તરુણ હતી, દેખાવમાં સુંદર નહિ તોયે મોહક હતી. એના ચારિત્ર્ય વિષે મને બિલકુલ ખબર ન હતી. હું તો એને સુશીલ ગણીને જ એની સાથે વર્તતો. ક્યારેક દવાખાનેથી અમે સાથે જ ઘરે આવતાં. તેણે અમારી પડોશમાં જ ઘર લીધું હતું. શકુન્તલા બપોરે ઘરે નો'તી રહેતી તે જ્યારે એણે જાણ્યું ત્યારે એને આશ્ચર્ય થયું. બપોરે થાક્યા પાક્યા આવી મારે ટાઢું જમવું પડતું તે જાણીને તો એ છક જ થઈ ગઈ. એણે મને ગરમ રસોઈ મોકલવા માંડી.

એકાદ વાર તો હું એને ત્યાં જમ્યો પણ ખરો. એને અને શકુન્તલાને ઠીક ઠીક ઓળખાણ પણ થઈ.

"થોડા જ દિવસમાં શકુન્તલાએ એને વિષે કોઈક પાસેથી કંઈક સાંભળ્યું, અને મને એનાથી સંભાળીને ચાલવાની ચેતવણી આપી. પણ કમલાબાઈ મારી સાથે એવી માયાળુપણે વર્તતી, ને મારી એટલી કાળજી કરતી કે તેનાથી હું અતડો રહી શકું એવું હતું જ નહિ. મારે શકુન્તલાની ચેતવણીને કોરે મૂકવી પડી. કમળાબાઈ સાથેના મારા વ્યવહારમાં કંઈ જ ફેરફાર થયો નહિ. પણ સીગારેટવાળા પ્રસંગ પછી શકુન્તલા મારી બધીજ હિલચાલને શંકાની નજરેજ જોતાં શીખી હતી. એ શંકા ખોટી ઠરે તે માટે મેં કેટલી ય પ્રાર્થના પણ કરી. કારણ કે પ્રેમની મૂર્તિ કાયમની ભાંગશે એવી મને બીક લાગવા માંડી હતી. સમાજસેવાથી શકુન્તલાનું આટલું બધું અધઃપતન થયું હશે એમ મને લાગતું ન હતું. —પણ—

"કમલાબાઈ માટેનો મારો અનુરાગ વધતો ગયો. કમલાબાઈને અમારા કંકાસની ખબર પડી હતી. કોઈ કોઈ વાર તો એની સામે જ અમે ઝઘડી પડતાં. ઝઘડાથી—કંકાસથી કંટાળી હું કમલાબાઈ સાથે ફરવા નીકળી જતો. એક દિવસ રાત્રે ઝઘડો થયો. વાતો કરી મન હલકું કરવા વખત કવખત ન જોતાં હું કમલાબાઈ સાથે ફરવા નીકળી ગયો. પાછો આવ્યો ત્યાં તો શકુન્તલાએ મારા ઉપર બળતો જ આરોપ મૂક્યો. મારી કલ્પનામૂર્તિ ભાંગી ગઈ.

"વિશ્વાસના નાજુક અને સુક્ષ્મ તંતુઓ પ્રીતિના ગોફ ગૂંથે છે. વિશ્વાસ ઊડયો કે ગૂંથણ અટકે. ગોફ અધૂરો રહે. ઉકેલવા માંગીએ તો ય તંતુઓ તોડયા સિવાય એ ગોફ ઊકલી શકે નહિ. એ તંતુના અણુએ અણુ સાથે સારો આત્મા સંલગ્ન

હોય એટલે એ તંતુઓ તોડવાનું અશક્ય નહિ તો અસહ્ય બને જ.''

"શકુન્તલાનો વિશ્વાસ પુનઃ સંપાદન કરવા જેટલી આશ. રાખવાનું મને કારણ ન હતું. પણ દેહમાં આત્મા હોય ત્યાં સુધી આશા છૂટતી નથી. શકુન્તલાને ખાતર કમલાબાઇને ભૂલવા મથ્યો, એની સાથેનો સંબંધ પણ છોડયો. નિર્દોષ હોવા છતાં મેં ગુનેગાર માફક વર્તવા માંડયું. મારા આ પરિવર્તનની શકુન્તલા ઉપર ઊલટી જ અસર થઇ. હું ગુનેગાર છું એવી એને ખાતરી થઇ.

"મારી રહીસહી આશાએ વિદાય લીધી. ધીમે ધીમે મારી હતાશ વૃત્તિઓ બેફામ બનવા લાગી. કમલાબાઇ સાથે હું પહેલાંની માફક વર્તવા લાગ્યો. ના, પહેલાં કરતાં પણ મેં વધારે છૂટ લેવા માંડી. લોકોની ટીકાની પરવા પણ હું કરતો નહિ. પણ મારા વર્તનનું પરિણામ કમલાબાઇને ભોગવવું પડયું. એની નોકરી પર ધાડ આવી. શકુન્તલાએ પોતાની લાગવગનો ઉપયોગ કરી કમલાબાઇને દૂર કરાવવાનો ઘાટ ઘડયો. કમલાબાઇ ગરીબ હતી. મા અને બે ભાંડુઓનો એના પર જ આધાર હતો. એના ઘરમાં કમાનાર માત્ર એ જ હતી. શકુન્તલાના નીચ પ્રયત્ને હું વધારે બેફામ બન્યો. કંઇ પણ થયું તો કમલાબાઇને પૈસાની તંગી પડવા ન દેવાની મેં ગાંઠ વાળી.

"શકુન્તલા દાવમાં જીતી. ધર્માદા દવાખાનાના સંચાલકો તરફથી કમલાબાઇને એક મહિનાની નોટીસ મળી. કમલાબાઇની સ્થિતિ દયાપાત્ર બની. શકુન્તલાના મોં ઉપર વિજયનો આનંદ છવાયો. જેટલી ઉત્કટતાથી મેં એને એક દિવસ ચાહી હતી તેટલી જ ઉત્કટતાથી મેં એને ધિક્કારવા માંડી. તે દિવસે સાંજે કમલાબાઇને લઇને હું અહીં જ આવેલો. પેલા ઝાડ નીચે અમે બેઠેલાં. કમલાબાઇ કરતાં હું જ વધારે અસ્વસ્થ હતો. 'મારે લીધે

તમારે આ વખત જોવા વારો આવ્યો. હું તમારે માટે શું કરી શકું?' એ દિવસની મનઃસ્થિતિમાં હું ખૂબ જ ઉશ્કેરાઇને બોલતો હતો. એ તદ્દન શાન્ત હતી. 'મારે માટે તમે કશું જ કરશો નહિ. હું અહીં ખાનગી દવાખાનું કાઢીશ. મને અહીં ઠીક પૈસા મળી રહેશે. હાલમાં અહીં કોઇ સ્ત્રી ડૉક્ટર નથી. એટલે પૈસા મળવામાં કંઇ જ વાંધો આવશે નહિ. મને નોકરીમાંથી શું કામ કાઢી મૂકવામાં આવે છે તે મેં આજે જ જાણ્યું. તમારા સ્નેહનો અર્થ આવો વિપરિત થશે એવી મારી કલ્પના ન હતી. મને દુઃખ થાય છે તે તમારે માટે, શકુન્તલા માટે. એના સુખના માર્ગમાં આવવાનું હું ઇચ્છતી નથી. આજથી આપણો સર્વ વ્યવહાર તોડી નાંખવાનો મેં નિશ્ચય કર્યો છે. મારી તમને પણ એટલી જ વિનંતિ છે કે આજથી મારી સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ રાખશો મા.'

"કમળાબાઇના બોલવાની મતલબ સમજી શકું એટલો બદમાશ હું ત્યારે ન હતો. તેની શાંતિ અને સ્વસ્થતા મને નિઃસ્વાર્થી જ લાગી. એને વિષે મારામાં આદર ભાવ પ્રગટયો. એ ક્ષણે મારૂં મન હળવું થઈ ગયું હતું. 'મમત્વ'નો આટલો અંશ મારા ચિત્તને હરવા પૂરતો હતો. તે દિવસે ત્યાં જ મેં મારા જીવનકલહની ગાથા કમલાબાઇને કહી. તે વખતે મારૂં મન તદ્દન નિર્બળ બની ગયું હતું. વાતો કરતાં આંસુ ખાળી રાખવાનું પણ અશક્ય બન્યું. આશ્વાસન દેતી હોય એમ કમલાબાઇએ મારૂં મસ્તક હૃદય સરસું ચાંપ્યું. કમલાબાઇના વર્તનનો વિરોધ કરવાનું બળ મારામાં રહ્યું ન હતું.

"'ઊઠો, ઊઠો. અધૂરૂં હતું તે પૂરૂં થયું. લોકની નહિ તો જાતની તો લાજ રાખો.' શકુન્તલાના આ અવાજે મને જગાડયો. એ અવાજ મને ત્યારે એવો કર્કશ અને ભીષણ લાગ્યો કે જાણે

શકુન્તલાનું ભૂત જ બોલતું હોય ને! જોરથી વીજળીનો આંચકો લાગે ને અંગો બહેર મારી જાય તેવું મને થયું.

"બીજે દિવસે શકુન્તલા મને છોડી ગઈ. શકુન્તલાની વાતો ઉપરથી મને લાગ્યું કે આગલે દિવસે એણે મારી સર્વ પ્રવૃત્તિઓ ઉપર દેખરેખ રાખી હતી. તેને દૂર ઊભા રહેવું પડેલું. એટલે અમારૂં બોલવું એ સાંભળી શકેલી નહિ એ પણ હું જોઇ શક્યો. દૈવે મારા પર એટલી કૃપા પણ કરી નહિ. આડે રહીને અમારી વાતચીત એણે સાંભળી હોત તો? તો કદાચ મારી નિર્દોષતા એના ધ્યાનમાં આવી હોત. પણ—પણ—દોષ કોને દેવો?

"હું એકલો, તદ્દન એકલો રહી ગયો. ભયંકર ભૂતકાળ મારી નજર સમક્ષ હંમેશાં તર્યા કરતો. મારા ભવિષ્ય કાળનું તો અવસાન થઈ ચૂક્યું હતું. તેની સાથે જ મારૂં પણ અવસાન થયું હોત તો? પણ એક દૃષ્ટિએ મારો અંત આવ્યો હતો.

"શકુન્તલા ગયા પછી કમલાબાઇ મારી સાથે અતિ પ્રેમાળપણે વર્તવા લાગી. પણ પ્રેમાળ વર્તન રાખવા જેટલી મારામાં હામ રહી ન હતી. શકુન્તલા ગયા પછી હું કમલાબાઇ સાથે અત્યંત બેદરકારીપૂર્વક વર્ત્યો.

"'સારૂં' અને 'નરસું' એ માત્ર શબ્દો છે. જગતમાં તદ્દન સારૂં કે તદ્દન નરસું એવું કંઇ જ નથી. શકુન્તલાની પ્રીતિ જ્યાં સુધી મારા જીવનનું સૂત્રસંચાલન કરતી હતી ત્યાં સુધી શકુન્તલાનું સુખ એ જ મારૂં જીવનધ્યેય હતું અને મારૂં પ્રત્યેક પગલું એ ધ્યેય તરફ જ વળતું. શકુન્તલાના ગયા પછી મારૂં જીવનનાવ સુકાન વિનાનું બન્યું. સારાનરસાનો ભેદ મેં ત્યારથી જાણ્યો નો'તો. સ્થિતપ્રજ્ઞ પણ આ દ્વૈતની પાર ગયો હોય છે. જુદા જ અર્થમાં શકુન્તલાએ મને સ્થિતપ્રજ્ઞ બનાવ્યો હતો!

"કમલાબાઇના પ્રેમમાં હું સ્પષ્ટપણે વિકાર જોઈ શક્યો.

પણ મેં એનો પ્રતિકાર કર્યો નહિ. પ્રતિકાર કરવો પણ શું કામ? શા માટે? કોને માટે? પાપપુણ્ય સાથેનો મારો સંબંધ કાયમને માટે તૂટયો હતો. કમલાબાઇને લાગતું કે હું તેની જાળમાં સપડાતો હતો. કારણ કે હું એની સર્વ ઇચ્છાઓ આનંદપૂર્વક પૂરી કરતો. પણ આનો અર્થ સમજવા જેટલી સજ્જનતા અને અક્કલ એનામાં ન હતી.

"હું અને કમળાબાઈ ઉંઘાડે છોગે વ્યભિચારી જીવન ગાળવા લાગ્યાં.

"આ પછીનો વૃત્તાન્ત હું તમારી કલ્પના પર છોડું છું. જગતનાં સર્વ પ્રકારનાં પાપો મેં કર્યાં. શકુન્તલા ગયા પછી મારી પાશવી વૃત્તિઓ પોતાના નગ્ન સ્વરૂપે પ્રગટી. સ્ત્રી માત્ર ઉપભોગ્ય વસ્તુ છે, એથી વધીને એનું મૂલ્ય નથી એવી મારી માન્યતા બંધાઈ. પ્રીતિ એ યૌવનનું ગાંડપણ છે એવી મારી ખાત્રી થઇ. મેં ક્યાંય પવિત્રતા સાચવી નહિ. હા, એક બાબતમાં હું તદ્દન શુદ્ધ રહ્યો. તે મારા ડૉક્ટરના ધંધામાં. દારૂના ઘેનમાં હોઉં ત્યારે પણ કોઈ આવીને બોલાવે કે હું એકદમ શુદ્ધિમાં આવી જતો. અલબત્ત, એ શુદ્ધિ ડૉક્ટરના ધંધા પૂરતીજ હતી. બીજી બાબતમાં તો એ ઘેનની અસર રહેતીજ. આથીજ મારા ધંધામાં હું યશસ્વી થયો. મારા અધઃપતન સાથેજ લક્ષ્મીએ મારા ઘરમાં પ્રવેશ કર્યો. કોઈને કહીએ તો સાચું ન માને એટલા પૈસા હું કમાયો. પણ બધા વ્યસન અને વ્યભિચારમાં ખેંચાઈ ગયા.

"મારી કથા પૂરી થઈ.

"તમે મારા જીવનમાં પ્રવેશ કીધો ન હોત તો એ અધઃપતનમાંજ મારૂં જીવન પૂરૂં થયું હોત. તમે મારા અધઃપાતી તત્વજ્ઞાનને હડસેલી કાઢયું. સર્વ વાતની તમને માહિતી હોવા છતાં તમે મારો

અવિશ્વાસ કર્યો નથી. ક્ષણભર પણ તમને મારા વિષે શંકા આવી નથી. પહેલાં તો હું એમ જ માનતો કે મેં તમને સાજાં કર્યાં એટલે જ તમે આટલાં માયાળુપણે વર્તો છો. પછીથી મારી ભૂલ મને સમજાઇ. મેં તમારી કિંમત ઓછી આંકી એ બદલ મને ક્ષમા કરજો. આજે તો તમે હદ જ કરી. 'ઘરે જવું છે કે ફરવા ?' એ પ્રશ્નના ઉત્તરમાં તમે કહ્યું, 'ગમે ત્યાં.' ગમે ત્યાં ! કૃષ્ણાબાઇ, એ શબ્દો હું કયારે પણ ભૂલવાનો નથી. એ શબ્દોએ તો એક પતિતનો ઉદ્ધાર કર્યો ! તમે મારા જીવનમાં કેવો પલટો આણ્યો છે તેની કલ્પના તમને ન આવે."

દિવાકર એકદમ શાંત થઇ ગયો.

થોડી વાર રહી હું બોલી,

"મને લાગે છે કે આજે મેં એક અવનવા જગતમાં પ્રવેશ કર્યો છે. તમે તમારી કથા કહીને મારા ઉપર કેટલો ઉપકાર કર્યો છે તેનો ખ્યાલ કદાચ તમને નહિ આવે. તમારી એક જ વાત મને સમજાઈ નહિ. મેં તમારા જીવનમાં પલટો કેવી રીતે આણ્યો તે મને હજી સમજાતું નથી."

"અને તે સમજવાની કંઇ જરૂર રહી નથી. પણ તમે પૂછો છો તો કહેવું પડે છે. સત્યનારાયણની કથા પછીનું આજ સુધીનું મારૂં જીવન નવજન્મ્યા બાળકના જેટલું પવિત્ર રહ્યું છે. મારા બાગમાંના સઘળા ઝેરી સાપો તમારા આવવાની બીક લાગતાં જ ભાગી ગયા છે."

દિવાકરના મોં ઉપર મધુર સ્મિત ફરકી રહ્યું.

મેં ઠઠ્ઠા કરતાં કહ્યું,

"જુઠું ! બધું જુઠું. કથા પછી તો તમારૂં વ્યસન વધી પડયું છે એવું માસ્તર જ મને કહેતા હતા. તે દિવસથી તો દવાખાનામાં પણ તમે સહુ જુએ તેમ દારૂની પ્યાલીઓ ઉડા-

વવા માંડી.”

દિવાકર મોટેથી હસ્યો.

“ભોળા બિચારા માસ્તર !”

“હસવાની વાતો હવે ચાલવાની નથી. દવાખાનામાં પેલી અખંડ ભરેલી પ્યાલી અને પાસે પડેલી દારૂની શીશી શોભા માટે રાખ્યાં હશે, કેમ ?”

“જરૂર !” દિવાકર ભારપૂર્વક બોલ્યો.

“તો પછી આ છેતરપિંડી શી ?”

દિવાકર ફરીથી હસ્યો. થોડી વારમાં ગંભીર થઈ તે બોલવા લાગ્યો,

“શકુન્તલા, મારી સાથે ગમે તે રીતે વર્તી હોય, તો પણ એક કાળે એ મારી પ્રીતિદેવતા હતી. મૂર્તિ ભાંગી તો ય સ્મૃતિરૂપે મારી ભક્તિ કાયમ રહેશે. લોકવાયકા એવી છે કે અમારા સંસારના આવા હાલહવાલ કરવામાં હું જ કારણભૂત છું. શકુન્તલા તદ્દન નિર્દોષ છે એવી એમની માન્યતા છે.

“મારી પ્રીતિના સ્મરણાર્થે મારે આ લોકમતને કાયમ રાખવો છે.—આજે મારૂં મન દુર્બળ બન્યું છે એટલે જ આટલી વાત મેં તમને કહી. વળી તમે એ કોઇને કહેવાનાં નથી એવો મને વિશ્વાસ હોવાથી જ હું બધું બોલી ગયો. કથાના દિવસ પછી મેં વ્યસનનો ત્યાગ કર્યો છે. ખૂબ મનોમન્થન પછી આ દેખાવનો માર્ગ મને સૂઝ્યો. હું સારો માણસ છું એવી સમજ લોકમાં પ્રવર્તે તો મને દુઃખ થાય.”

“વિચિત્રતાની આ હદ કહેવાય. આવું ભયંકર જુઠાણું ! તમારી બીજી વાતોએ તો હું છેતરાઇ નહિ, પણ દવાખાનાના દેખાવે તો મને બરાબર ભૂલાવામાં નાંખી. મેં એનો જુદો જ અર્થ કર્યો.”

"શા ?"

"કહીશ વખત આવશે ત્યારે. કહેવાની જરૂર પણ શી છે? તમારા જેવા 'બદમાશ' તે કહ્યા વગર જ સમજી શકશે."

"'બદમાશ' એ વિશેષણ બદલ હું તમારો ખૂબ જ આભારી છું. પણ તમે તો એ બદમાશનાં પણ ગુરૂ ઠર્યાં. એટલે તમારા કહ્યા સિવાય સમજવાની શક્તિ અમારા જેવા પામરોમાં ક્યાંથી હોય?"

"હવે બહુ થયું. ચાલો, પહેલાં મને ઘરે પહોંચાડી દો. કેટલું અંધારૂં થઈ ગયું! લોક મને તમારી સાથે જુએ તો મારી કેટલી બદનામી થાય! ચાલો જલદી. તમારી સાથે આવી એજ ખોટું થયું."

"એમાંથી છૂટવાનો એક માર્ગ છે."

"કયો ?"

"અહીંથી એકલાં ચાલતાં ઘરે પહોંચો એટલે કોઈને પણ સંશય આવશે નહિ."

"હા. જઈશ, એકલી જઈશ, ચાલીને જઈશ. હું કંઈ મોટરની ભૂખી નથી."

આમ કહી મેં સાચે જ ચાલવા માંડયું. દિવાકરની મોટર સો બસો કદમ દૂર હશે. પણ અમે બેઠાં હતાં ત્યાંથી એ દેખાતી ન હતી. કારણ કે રસ્તો વાંકો હતો અને વચ્ચે ઝાડોની ઘટા હતી. હું ક્યાં ભાગી એ જાણવું મુશ્કેલ હતું. હું દૃષ્ટિ બહાર થઇ એટલે એણે બૂમો મારવા માંડી. હું ધીમે રહી મોટરના પાછલા ભાગમાં બેસી ગઇ. દિવાકર મોટર પાસે આવ્યો. અંદર ન જોતાં તેણે આમતેમ જોવા માંડયું. અંધારામાં હું દેખાતી ન હતી. એણે મને જોરથી હાંક મારવા માંડી. એ ખૂબ ચિડાયો.

"કેવી વિચિત્ર! મશ્કરી પણ એને ન સમજાઈ!"

આખરે હું આગળ નીકળી ગઈ હોઉં તો તે જોવા એણે સર્ચલાઇટ ચેતાવી. હું ગુપચુપ બેસી રહી. પ્રકાશ આગળ વધ્યો એટલે હું સુરક્ષિત બની. છેવટે એ કંટાળ્યો, અને ચિડાયા જેવો લાગ્યો, કંટાળી મોટરમાં આવી બેઠો અને બટન દાબી મોટર શરૂ કરી.

હું હળવે રહીને બોલી, "ચા......ટ."

દિવાકર ચમક્યો. ગંમત જોતાં જ એ બોલ્યો,

"શું વિચિત્ર માણુસ છો?"

મોટર ચાલુ થઇ.

એ રાત્રે મને ઊંઘ આવી નહિ. મારી ઉદાસીનતા ક્યાં ચાલી ગઇ હતી. દિવાકરના કોયડાનો ઉકેલ મળ્યો હતો. એ કોયડા સાથે મારી ઉદાસીનતાને કંઇ સંબંધ હોય એવું મને સ્વપ્ને પણ થયું ન હતું. દિવાકરના કોયડા સાથે મને મારો કોયડો ઊકલતો લાગ્યો.

—પેલું દિવાકરને પાછાં મોકલેલાં ફૂલોમાંથી કાઢી લીધેલું ફૂલ—નિર્માલ્ય થતાં ફેંકી દેવા રાખી મૂકેલું ફૂલ—મેં આજે બહાર કાઢ્યું. તે નજરે પડતાં જ પશ્ચાતાપ થતો હોય તેમ મારી આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં. આખી રાત ફૂલ ખીલવવાના પ્રયત્નોમાં નીકળી ગઈ.

સવારે મેં દિવાકરને પત્ર લખ્યો,

"હું પાછાં મોકલું એ આશાએ તમે મને ફૂલો મોકલ્યાં હતાં તે યાદ તો હશે જ? એ ફૂલ પાછાં મોકલતાં મેં જે કંઇક અનુભવ્યું હશે તે હું જ કલ્પી શકું. સર્વ ફૂલ રૂમાલમાં રાખ્યાં, રૂમાલના ત્રણ છેડા ઉંચક્યા અને ચોથો હાથમાં લઉં ત્યાં એક એવું સુંદર, નાજુક અને મોહક ફૂલ નજરે ચઢ્યું કે મેં તે એકદમ કાઢી લીધું, છૂપાવી દીધું. અને બાકીનાં ફૂલો પાછાં મોકલ્યાં. મેં તમારા ફૂલની ચોરી શું

કામ કરી તે મને જ નથી સમજાતું. એ ફૂલ વિષે આજ સુધી મેં કોઇને કંઇ પણ કહ્યું નથી. આજે આ પત્ર સાથે તે ફૂલ પાછું મોકલું છું, તમે એ ફૂલ મને પાછું મોકલશો એવડી એક આશાએ જ. જેના બાગમાં દરરોજ પુષ્કળ ફૂલો ઊગે છે, તેને એક સૂકા ફૂલનું દાન કરતાં વાંધો નહિ આવે. મોકલશો ને?

—કૃષ્ણા”



## ૨૮

સાંજે દિવાકર અમારે ત્યાં આવ્યો. આજે કેટલી ઉત્કંઠાથી હું તેની રાહ જોઈ રહી હતી! પણ એ આવ્યો ત્યારે હું એના તરફ જોઇ પણ શકી નહિ. મારા ભાવિ જીવનનો મારે હજી વિચાર કરવાનો હતો. ખરું કહું તો દિવાકર આવ્યો ન હોત તો મને ગમ્યું હોત. મને તો મારું સુકાયેલું ફૂલ જ પાછું જોઈતું હતું.

કેટલી ય વાર અમે બોલ્યા વિનાજ બેસી રહ્યાં. આજ સુધી અમને શબ્દોની તાણ ન હોતી. કોણ જાણે આજે શબ્દો ક્યાં પલાયન કરી ગયા હતા!—

મેં બારીમાંથી બહાર જોવા માંડ્યું. કાલના જેવી જ હળદીકંકુવાળી સ્ત્રીઓની અવરજવર શરૂ થઈ હતી. પણ આજે હું એ દૃશ્ય તરફ શૂન્ય દૃષ્ટિએ જ જોઈ રહી. રસ્તા પરના રાહદારી, દૂરનાં ઘરોનાં છાપરાંની હાર, તેની પેલી બાજુ ભવ્ય

ઘડિયાળવાળું ટાવર–એ બધું આંખ જોતી હતી, પણ મારી દૃષ્ટિ ક્યાંય સ્થિર થતી ન હતી. નિત્યનો માનવી વ્યવહાર તેવો જ ચાલુ હતો. ટાવરના ઘડિયાળના કાંટા નિત્ય જેમ ધીમે ધીમે અદૃશ્યપણે ફર્યે જતા હતા; જગત ચાલતું હતું, કાળચક્ર ફરતું હતું અને હું એને જોતી હતી. એક સાથે બીજાનો સંબંધ ન હતો. 'શા માટે?' 'કેમ?' 'ક્યાં?' એવા પ્રશ્ન મનમાં જાગતા અને અનુત્તર શમી જતા હતા. આ જગતમાં મારૂં એવું કોણ? બા, બાપુ, કેશવ–સઘળાં મારાં હતાં, પણ હું કોની? હું સર્વને ગમતી, બધાં મને ગમતાં. પણ—તો પછી, મન ઉદાસ કાં રહે?

કાલની સંધ્યા, કાલની રાત. સંધ્યાનું તળાવકાંઠાનું દૃશ્ય,—કેટલાં રમણીય હતાં! તળાવની આ બાજુએથી તો મેં કેટલાંય સુંદર દૃશ્ય જોયેલાં! તે મને ગમી પણ ગયેલાં. પણ તેણે આત્માને હલાવ્યો ન હતો. કાલનું દૃશ્ય હજી ય આંખ સામેથી ખસતું નથી. શા માટે? તે તળાવની બીજી બાજુ હતી માટે? બીજી બાજુ અને આ બાજુ. બે વચ્ચે અંતર કેટલું થોડું! છતાં એ અંતર જમીન આસમાનના અંતર જેટલું છે. આ બાજુ લોકની અને પેલી બીજી બાજુ મારી ને દિવાકરની. સામી બાજુથી જોતાં વિશ્વ કેટલું સુંદર લાગે છે! એજ દૃષ્ટિ સદૈવ મારી આંખમાં વસે તો? તો આ વિશ્વનું સૌંદર્ય હું હમેશ જોતી રહું, અને મન ક્યારે ય ઉદાસ ન રહે. પણ એ દૃષ્ટિ કાયમ રહે એ બને ખરૂં?—બની શકે.—પણ દિવાકર મારૂં સુકાયેલું ફુલ પાછું આપે તો.

મેં એકદમ પાછળ જોયું. દિવાકર ત્યાં ન હતો. હું ગાભરી બની ગઈ દિવાકર ઊઠી કેમ ગયો? હું બોલી નહિ માટે? મેં એના તરફ જોયું નહિ માટે? પણ મારી દૃષ્ટિ ફેરવવાનું,

મને બોલતી કરવાનું એના હાથમાં નો'તું ? તો પછી એ શા માટે ચાલ્યો ગયો ? શા માટે ? શા માટે ?—મારો કંઠ ભરાઇ આવ્યો, આંખ ભરાઇ આવી.—હું રોઈ પડી.— બીજી બાજુ ઝાંખી થઇ ગઈ સૌંદર્યમય દૃશ્ય ભુંસાયું. હું કાયમની આંધળી બની. આ આંખો માટે સૌંદર્ય જોવાનું જ ન હતું. વેરાન જગત અને નિર્જીવ ઉદાસીનતા. કાળની સીમાએ પહોંચીએ ત્યાં સુધી ઉદાસ, ઉદાસ, ઉદાસ.

દિવાકર ચાલી કેમ ગયો ! એને જવું જ હતું તો મારૂં ચીમળાયેલું, સુકાયેલું ફૂલ આપીને તો જવું હતું ! અને પછી એ મને અંત સુધી ન મળ્યો હોત તો પણ મેં તે સહજ સહી લીધું હોત. સુકાયેલું ફૂલ આપવા જેટલી પણ ઉદારતા નહિ ! મેં છૂપાવી રાખ્યું ત્યાં સુધી એને એની ખોટ જણાઈ નહિ. બાગમાં તાપમાં કરમાઈ બીજાં ફૂલપાંદડાં ભેળું ઉકરડે ગયું હોત એવું મામુલી, નિર્માલ્યવત્ ફૂલ પણ એનાથી આપી શકાયું નહિ ! એણે એ ફૂલ આપવું પણ શું કામ જોઇએ ? તે લેવાનો મારે હક્ક પણ શો ? હક્ક બિલકુલ નહિ. હક્ક કરીને મેં તે માગ્યું ન હતું. મેં તો એ ફૂલ ભિક્ષા તરીકે જ માગ્યું હતું. એને મન હું ભિખારી કરતાં પણ ઓછી ઉતરી હશે ?—

નિરાશાનો પહેલો બોજ ઉતરતાં હું તદ્દન સ્વસ્થ બની. મારી દૃષ્ટિ મેજ પરના ફૂલદાન પર પડી. તેમાંના પાણી પર એક, એક જ સુકાયેલું ફૂલ તરતું હતું.

મારૂં ફૂલ, મારૂં કરમાયેલું ફૂલ, મારૂં સોનલ સુંદર ફૂલ. મારો દિવાકર–કેટલો ભલો ! કેટલો ઉદાર ! કેટલો દયાળુ ! મારો દિવાકર.

●

## ૨૯

આ વાતને પણ પંદર વર્ષ થઈ ગયાં. ડૉક્ટર થઈ આજ દશ વર્ષથી હું પૂનામાં પ્રેક્ટીસ કરૂં છું. બા અને બાપુ ગામ છોડી મારી જોડે રહેવા આવ્યાં હતાં. પણ એ તો થોડા જ વખતમાં મને એક પછી એક છોડી ગયાં. બિચારા મારા માસ્તર પણ આ લોક છોડી ગયા.

અને કેશવ ? મેં તે જ વખતે એને સઘળી હકીકત જણાવી. કેટલાક દિવસ સુધી મને કેશવ સારૂં લાગતું રહ્યું. હું તો વિધિને માથે જ સઘળો દોષ ઢોળું છું. કેશવનો બિચારાનો કંઇ અપરાધ નહિ. છતાં એને આ બધી યાતના શાને ? મેં તેને બધું બરાબર સમજાવ્યું. તે એને ગળે પણ ઊતર્યું. એને આઘાત તો થયોજ. છેવટે તો બધું જ બરાબર પાર ઊતર્યું. કેશવનું લગ્ન થયું. આજે એને ત્યાં ત્રણ બાળકો પણ થયાં છે. મારે ત્યાં એ બે ત્રણ વાર સહકુટુંબ આવી પણ ગયો છે. એને સુખી જોઇ મારા મનનું સમાધાન થયું. કેશવને હું આમ સુખમાં જોઈ ન શકી હોત તો મારે અંત સુધી ઝૂર્યા કરવાનું રહેત. કેશવને સુખમાં જોઇ ઘણી વાર બ્રાઉનીંગની પેલી પંક્તિઓ મને યાદ આવી જાય છે.

"God's in his Heaven,
All's right with the world."

દિવાકર હજી અમારા જૂના ગામમાં જ છે. મારૂં સુકાયેલું ફૂલ ફૂલદાનમાં પાણીમાં તરતું મૂકી એ ચાલ્યો ગયો ત્યાર પછી આ પંદર વર્ષમાં એનો અને મારો મેળાપ થયો નથી. ફુલ રાખી ગયા પછી બીજે દિવસે એણે એક પત્ર મોકલેલો. એ જ

અમારું આખરી મિલન. પત્રમાં લખ્યું હતું,

"—ફૂલ શું કામ છુપાવી રાખ્યું'તું? આજે એ મને પાછું શું કામ મોકલ્યું? વળી પાછું શું કામ માગ્યું? તમારા જીવનની ઊઘડવા ઇચ્છતી કળીને એની માફક કરમાવી નાંખવા?

"શકુન્તલા દિલ્હીમાં નોકરી કરે છે. ક્યારેક ક્યારેક મારા ઉપર એના ઉપદેશપત્રો આવે છે. કર્તવ્યથી કદિ પણ ન ચૂકવું એ એના સ્વભાવની વિશિષ્ટતા. મારા એ ઘોર પાપ બદલ અને ભયંકર અધઃપતન બદલ હું પશ્ચાત્તાપ કરૂં તેની એ રાહ જુએ છે.

"આ ફૂલ ન જ મોકલું એવું થાય છે. પાછું શા માટે મોકલવું જોઇએ? શા માટે? પણ પાછું ન મોકલનાર હું કોણ? આટલા દિવસ તમે જતન કરી રાખેલું ફૂલ લઇ લેવાનો મારો શો અધિકાર? જે તમારૂં જ છે તેનું મારી પાસે દાન શું માગવું?

"શા માટે? શા માટે?

"શકુન્તલા મને છોડી ગઇ તે પછી મારૂં જીવન એટલું તો ખરાબ થઈ ગયું છે અને તેની મલિનતા મારા રોમેરોમે એવી તો વ્યાપી ગઈ છે કે તે આ જન્મે તદ્દન જતીર હે એ શક્ય નથી. મારા બાગમાં પ્રવેશી મારા બાગમાંના બધા સર્પોને તમે નસાડી મૂક્યા. બાગમાંના હવે વિશુદ્ધ થયેલા વાતાવરણમાં જ રહી આ મલિનતાને કાઢી નાંખવી એ જ મારા શેષ જીવનની ઇતિકર્તવ્યતા. સુકાયેલું ફૂલ કોઇ માંગે એવું મેં ક્યારેય ઇચ્છિયું નથી. પછી તમે એ શા માટે માગ્યું?

"હું એક માગણી કરૂં? ફુલ લો, પણ એને ખીલવવા કદી પણ પ્રયત્ન કરશો નહિ.

'A flower that once has blown, for ever dies.'

"તમારા આવવાથી નિઃસર્પ થયેલા મારા બાગમાં ગમી

ગયેલું ફુલ તોડતાં જે ઝાડ પરથી તમને કાંટો લાગ્યો, તે ઝાડને અહર્નિશ અશ્રુથી સિંચવામાં જ મારૂં જીવન વીતાવવા દો. તમારી પાસે મારી આટલી જ માંગણી છે. માંગણીનો અસ્વીકાર તો ન જ થાય ને?

દિવાકર"

પંદર વર્ષમાં આ પત્રની પરિસ્થિતિમાં કંઈ જ ફેરફાર થયો નથી.

પંદર વર્ષનો આ લાંબો ગાળો પણ જોતજોતામાં વીતી ગયો. આ ગાળામાં બા, બાપુ, માસ્તર મને એકલીને છોડીને ચાલ્યાં ગયાં. મને લાગ્યું પણ ખરૂં. કેટલીયે વખત હું ખિન્ન થઈ ગઈ હઈશ. પણ આટલા લાંબા ગાળામાં ક્યારેય એકલું કે ઉદાસ લાગ્યું નથી. કારણ—મારૂં આ

**સુકાયેલું ફૂલ.**



મુખ્ય વિક્રેતા

આર. આર. શેઠની કું.

બુકસેલર્સ

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ નં. ૨